૭૫૨૮

# જમશેદ.

## નાટક ૩ અંકી.

સાએર ફીરદોશી તુસીનાં બનાવેલાં શાહાનામાના

આધાર ઊપરથી

વીકટોરીઆ નાટક મંડલીને સારૂં

બનાવનાર

કેખુશરો નવરોજજી કાબરાજી,

"બેજન અને મનીજેહ" નો કરતા.

"Rational ent rtainment, in which popular amusement was combined with moral instruction, and intellectual culture."

*Prince Albert. June* 1860.

"બુધીને લાએક આવતા ખેલ, કે જેમાં લોકપ્રીય ગમત નીતીની કેળવણી સાથે અને મનશકતીની ખીલવણી સાથે મળી ગઇછે."

પ્રીનસ આલબરટ.

મુંબઈ,

દફતર આશકારા છાપાખાના મધે

મેહેરબાનજી ફરદુનજીની કંપનીએ છાપીઉં છે.

કોટ: બેહેરામજી હોરમસજી સ્ટ્રીટ, નાં૰ ૬ તથા ૧૧.

સને ૧૮૭૦.

કીમત રૂ ૧)

# દીબાચો.

---

નાટક જેવાં પરજાની ગમતનાં દીકટ કામમાં આ [illegible] ના કેશ કલમને અજમાવી જોવાની નબળી કોશેશના દીબા[illegible] તરીકે અગરજો કાંઈબી બચાવની જરૂર હોય, તો સર ટામસ ઓવરબરીએ આપેલી બચાવની આ ઢાલનો હું આસરો પકડું છઉં કે—"એક પરજામાં વીદીયાશાળા કરતાંબી નાટકશાળા વધારે જરૂરની છે, કેમકે ભણતરના કરતાં દાખલાથી માણસ વધારે શીખેછે:" અને અગરજો આ મારી બીજવર કોશેશને લલચાવનારૂ કોઇ પણ કારણ જણાવવું [illegible]તો લંડનનાં જે પરસીધ પતર "આઠીનીઅમ" ની શાહાદતથી મારો પેહેલા નાટકનો દીબાચો મેં શરૂ કરયો હતો, તેજ વીદવાન લખનારના એ[illegible] બીજાં લાગુ પડતાં લખાંણથી હું આ બીજી કોશેશનો દીબાચો પણ શરૂ [illegible]રૂં છઉં કે—"નાટકના કામ બાબે ખાએશ રાખનારાં સરવે કોઇને [illegible]મે યાદ આપવા માગીએ છઈએ કે બરાબર તકની મોસમ હવે આવીછે. મોટી વસતી અને નાટકોના વધતા શોખ સાથે નાટકના બોહોલા ખેતરમાં એક મેહેનત કરનારને લાએક ઉતેજનનો વખત આવયોછે. તેની કોશેશમાં હોશીલી પરજા ઉલટ બતાવે છે અને આજના વખતની ઉધરતી બુધી તથા ખેઆલ શકતી મજકુર મેદાનમાં આશા વગર ઉતરશે નહી, કે જે મેદાંને એલમની લડતમાં આજસુધી મોટાંમાં મોટાં માંન આપેલાંછે."

"બેજન અને મનીજેહ" ની જે મારી બાલ કોશેશ કેહેવાઈ શકાય, તે કોશેશને મેહેરબાન અને ક્ષમાસીલ જોનારી તથા વાંચનારી આલમ તરફથી જે ઉતેજન અને આસરો મળયોછે, તે "લંડન આઠીનીઅમ" ના ઉપલાં લલચાવનારાં ચીતરને ગોયા ખરૂં પાડેછે અને મારી પેહેલ વેહેલી કોશેશની એ ફતેહ તથા તે ઉપરથી નાટક બાબે ચોમેર વધેલા હદથી જીઆદે શોખ અને ઉલટ મને એકવાર ફરી ઉપલાં "બોહોલાં ખેતરમાં ઉતરવા" ને લોભાવેછે. જેઓએ "બેજન અને મનીજેહ" ને પેઆરથી પસંદ કરયો અને લાડથી આસરો આ

પયોછે તેઓ તરફ હેશાંનમંદ હુઇને આ નાટક શંબંધી મેહેનતનું એક બીજું કર્મોનું ફલ રજુ કરવાને હું માન ધરાઉંછઉં. નાટક રચવાનુ કામ જેને સેનશટન "મનશક્તીને મારે સઉથી સરસ કસરત" વીચારેછે, તે કામની મારી પેહેલી કોશેશોમાં જે કારણોએ ફીરદોશી તુસીનો આધાર પકડવાની જરૂર પાડી હતી, તેજ કારણોએ આ બાબ... બેજ સાએરાન સાએરનાં મશાહુર લખાંણમાં નાટકને લાએક કોઇ બીજા વીશયની શોધ કીધીછે અને સાએરીની જે ઉમદા ખુબીઓને લીધે બેજનના ગંભીર દાસતાનને પસંદ કરવામાં આવયું હતું, તેજ ખુબીઓ તેના આ તેથી વધારે ગંભીર દાસતાન ઉપર કલમને ખેંચેછે, એટલે તે પણ વીસતારીને જણાવવાની અગત નથી.

તોપણ આ બે દાસતાંનો વચ્ચે કેટલોક તફાવત છે. અગરજો બેજનનુ દાસતાંન સૃંગારરસથી ભરેલું હતું તો જમશેદનું દાસતાં કરૂણારસથી પુર છે; પેહેલાંમાં ગમત તો બીજાંમાં નશીએત ...રે છે; પેહેલાંમાં વારતા તો બીજામાં તવારીખ વધારે છે; અને જેટલા મારે નાટક લખવાનું કામ નાટકથી વાકેફગાર લખનારને ...રે નામાકીત ગોલડસમીઠ ગમે એવું શેહેલ વીચારેછે, તોપણ જમશેદનાં દાસતાંનને એક રમુજી ઇઆ રસીલા નાટકનુ રૂપ આપવું એ બેજનના દાસતાન કરતાંબી વધારે મુશકેલ અને મેહેનતનુ કામ છે. બેજનના દાસતાનમાંથી એક નાટકને લાએક સાંધનો તથા જોગવાઇઓ થોડાં ઘણાં આઇતાં મલી આવેછે, તથા જુદા જુદા બનાવો એક થેછે એક ચહડતું ધેઆંન ખેંચતી રીતે એકેકને અડકાવીને ગોઠવેલા છે, પણ જમશેદનું દાસતાંન ગોયા એકની એક, પીંજન જેવી, વારતાને લાએક બનાવોના રસ વગરની તવારીખછે, અને જો પછવાડેથી જમશેદને મોહોબતના ફાંદામાં ફસવાનો સંજોગ જોડેલો નહી હોયતો ફીરદોશીના યાદગારી ભરેલાં શાહાનામાં મધે સઉથી લુખું દાસતાંન જમશેદનું ગણાય એવુંછે.

પાદશાહ જમશેદનું મગજ પોતાની જાહોજલાલીથી ફુલી ગયું, તેણે હેંકારથી ખોદાઇ દાવો કીધો, જેથી તેના રાજમાં બલવો થયો અને તે હારમાર તથા પાએમાલ થઇને ફકીરી હાલતમાં મરણ પાંમયો, એટલાજ બોલોમાં ફીરદોશીના આ રંગીન દાસતાંનનો સઘળો સારાંઉસ આવી રેહછે. જમશેદના માહાત કરમો અને તેની જાહોજલાલીનું

ગમે એવું બારીક વરણન મોટી ફસાહતથી ફીરદોશીએ કરેલું છે, મગર એક નાટકના સાંધા ગોઠવવામાં તે બએઆંન થોડાંજ કામનું કેમકે એક નાટકમાં હેવાલોના કરતાં બનાવોની વધારે જરૂર છે. વોવંધામના ભતરીજા યમોસાયતે ઇઆને જમશેદના જાહોજલાલી ભરેલા રાજમાં એવા શું બનાવ બનયા કે તે યજદાન તાલાથી નવાજેલ [illegible]દશાહનું ભેજું એકાએક ફુલી ગયું, અને તે હેંકાર[illegible]માં તો એવા શું બનાવ બનયા કે જેથી રઈએતને બલવો કરવો પડયો અને અંતે તેનું રાજ ગયું, તે સઘળા બનાવોને આ "પુરવ તરફના હોમરે" પોતાના વાંચનારાઓની અટકલ ઉપર રાખયાછે. તે બનાવોની ગેરહાજરી આ સાએરોના શાહના શાહાનામાં જેવી કેતાબ મધે ચાલી જાય, પણ એક નાટકમાં તો તે બનાવો નજર આગળ બજાવી દેખાડવા વના ચાલે નહી.

એટલા માટે આ નાટક મધે જમશેદના રાજને લગતા સઘળા બનાવો બનાવટથી બનાવવા પડયાછે તથા ફીરદોશીએ માતર જમશેદની સાન[illegible]હાતનું જે દુખદાએક પરીનામજ વરણવયુંછે, તેના વધારે દુખદાએક કારણો કલપાણાથી આ નાટક મધે ઉભાં કરવાં પડયાંછે. જમશેદના હેંકારથી તેનું રાજ પડી ભાગું એટલે શું અને તે કેમ બને, તે આ નાટક મધે બતાવા ઉપર ખાશ ધેઆન આપવામાં આવયું છે અને એ કામનો મારો "પલાંન" ટુકમા સમજાવી જવો ઘટેછે. પરથમ પાદશાહ પોતાની જાહોજલાલી અને કાબુની, પોતાના દબદબા અને દોરની ખુશાલીથી ગોયા ધરાઈ પોતાને સૌથી ચહડતો ગણીને તે ઉપરથી અભીમાની તથા તકોબરી એખતીઆર કરેછે. તેની એ ગરૂરી ધીમે ધીમે વધતી જાયછે, તેમ તે હેંકારના આતશને બાહારથી ખુસામતનો પવણ લાગેછે અને ખુસામતને વસ થયલા પાદશાહના ખોદાઈ દાવાઓને કોઈ ભોલાઓ ખરાં દીલથી માંનીને, તો કોઈ ઠગારાઓ ખાનગી મતલબ હઈડે ધરીને પાદશાહના આ ગુમાનને ધીમે ધીમે વધારી આપેછે તે તેના પેદરપે દરજામા વધતું જતું દેખાડવાની આ નાટકમાં કોશેશ કીધીછે.

એ રીતે જારે આ નાટકમાં અગનાન તથા આપમતલબીયા લોકોને પાદશાહને મળતા રાખયાછે તારે દુરઅંદેશ તથા સમજુ લોકોને પાદશાહની આ બદીપર બેદીલ થતા દેખાડયાછે અને અગત કરીને તેના દાહાપ

વાળા મસલતીઆ તથા મદદગારોને તેના ગુમાનને તોડવાની કોશે કરતા ચીતારયાછે. પાદશાહ જમશેદ પોતે પણ હેંકારથી એકદમ ફુલી જતો નથી, પણ તેના મગજમા સામાસામી જુસાઓને લડતા મેળયાછે અને તે વારેઘડીએ દામાદોલ તથા ધચુપચુ થતો માલમ પડે તેનું મગજ સાંત હોય તેવા ઠંડા તથા ધીરા વખતની તક લઇ દાહો... તેની સુધને ઠેકાંણે લાવેછે અને લોકોને બેદીલ કરી પોતાનાં ગુમાંનને અમલમાં લાવવાથી તે ઘડીભર પાછો હટેછે, પણ તેવે દરએક વખતે પાછી પોતાનાં કરેલાં માહાત કરમોની કીરતીની યાદ તથા ખુસામત અને બદ ખસલતવાલાઓની ઉસકેરણી તેનાં નાતવાન મગજ ઉપર ફાવી જાયછે અને ભલા જુસાઓની અસરને દર વખતે અહડતાં જોસથી ધોઇ કાહાડેછે. અંતે તેની ગરૂરી જુલમાતનું રૂપ પકડેછે, પોતાનો ખોદાઈ દાવો તે જાસતીથી કબુલ કરાવા માંગેછે અને તેની વીરૂધની સલાહને ખાતર એ પાદશાહ પોતાના એલમ અને કુવત ઉપર મુસતાક રહી, પોતાના હાથ પગ સરીખા દાહાયા દરબારીઓને અનેક રીતે પોતાથી દુર કરી, પછે અગતને વખતે તેઓની સલાહા તથા મદદ વગર પોતાને લાઇલાજ તથા લાચાર હાલતમાં આવેલો જુવેછે, તેની તકોબરી ધીમે ધીમે કોતા થતી જાયછે, અને શેવટે તેને પસતાવાનો વખત આવેછે, મગર તે વખતે સઘલું અસુરૂં થવાથી તેણે રાજ ખોહી એક ભટકીયા ભીખારીની હાલતમાં આવવું એ ખુદરતી પરીનામની મીશાળે આ નાકટમાં દેખાડયુંછે.

એ રીતે જમશેદે પેહેલો હેંકાર કીધો તથા પોતાના ખોદાઇ દાવામાં તેણે પરખેઆત ભાશણ કીધું, તે વખતથી છેક તેનાં બુરાં પરીનામ સુધીની વચેના બનાવો આ નાટકમાં કલપણાથી ઉભા કરવા પડયાછે. પાદશાહનું મગજ ફુલવાની ખુદ કીરીયા તેની કાચી હાલતથી પાકી હાલત સુધી દેખાડવાની કોશેશ કીધીછે. જમશેદની તવારીખમાં આ સઘલા બનાવો વધારે અગતના છે અને તેથી આ નાટકનો મુખીઅ ભાગ તેમા રોકવાની જરૂર થઇછે. પોતાના તખત ઉપરથી નાહાસવા પછે આ ગીરદેસત પાદશાહ શેવટને વખતે મોબતની જે જાલમાં લપટાયછે તે ભાગ જો કે જમશેદના દાસતાંનને મુખીઅ મીઠાસ આપેછે, તોપણ જમશેદની પાદશાહાત અને તેના પડી ભાગવા આગલ એ ભાગ ઓછી અગતનો છે.

શાહનામાંની કેટલીક નકલોમાંથી એ ભાગને તદન કાહાડી નાખેલો આપણે જોઈએ છઈએ અને જમશેદના દાસતાનનો એ કીસારૂપી ભ રો ખુદ ફીરદોશીનો પોતાનો લખેલો હોય એવું કેટલાક અભીઆસીઓ માનતા પણ નથી. વાસતે એ ભાગને આ નાટકમાં જે અગત આપીછે, તે એટલીજ છે કે જમશેદની માશુક સાથ આ મોહોબતને લાપ તેને નાહાઠા પછે દુશમનને હાથ પકડાવાનું ...ળ પડેછે તથા તેનાં બુનમાંથી પોતાની પાછલ ફલ મેળી જવાની જોગવાઈ આપેછે. જમશેદના મુલ દાસતાંન સાથ આ કીસસાનો એટલોજ સંબંધ ધેઆનમાં રાખી તેને આ નાટકમાં બીજા ભાગો કરતાં ઓછી જગા આપીછે પણ ઓછો ઈનસાફ આપયો નથી. એ રસીલી વારતા ઉપર આ નાટકનો એક આખો ભાગ રોકયોછે અને તે વારતાના સંબંધ તથા નાટકના કદ સાથ સરખાવતાં બરાબર હદમાં ગણાશે એવી આશા રાખું છઉં.

આ પરમાણેના "પલાંન" ઉપર આ નાટક ઘડવાથી તેના પેહેલા બે ભાગોમાં જેમ સઘલા બનાવોને તેમજ એકલા જમશેદ સીવાએ બીજા સઘ... માણસોને નવાં ઉભાં કરીને હુમેરવાં પડયાંછે. આમ કરતાં, જમશેદની બે બેહેનો હતી એવો ફીરદોશીએ પોતે જમશેદનાં નહી પણ ફરેદુનના દાસતાનમાં કરેલો સેજ એસારો ઘણો કામ લાગો છે. અગરજો જમશેદની બેહેનો તેના વખતમાં હઈઆત હતી તો તેઓ આ દાસતાંનમાં બનતા માહાકોપી બનાવોની વેળા ખુણે પડેલી તો નહી હોય, પણ તેઓએ તે બનાવો વચે અગતના ભાગ લેવા જોઈએ અને મીડીઅન જમાંનાની આગમચ ઈરાંની સાનશાહાતમાં મરદોની મંડળીમાં ઓરતનો કેટલો દરજો તથા વગ હતો તે વીશે રાલીનસન આપણી ખાતરી કરેછે. એટલા માટે જમશેદના નાટક મધે તેની માશુક ઉપરાંત તેની બેહેનોનો ભાગ વધારવાને બની આવવાથી એ નાટકના પેહેલા ભાગો જે ઓરત વના લુખા થઈ પડત તેમાં આ શાહાજાદીઓની મોહોબતનો કલપીત રસ રેડી શકાયોછે તથા તે મોહોબતની લડી વીટાલનારા મરદો પણ દાખલ થઈ શકયાછે. અરજાસપના ભાગમાં એક ધરમ ગુરૂના ખરાં ધરમાતમાપણાની પવીતર ફરજોનો કાંઈક ચીતાર આપવાની મેં નબલી કોશેશ કીધીછે—તેમજ જામાસપની બનાવટમાં ખરૂં દેશહીતકારીપણું તથા પેહેલવાનને લાએકની

બાહાદુરી અને સચાઇ બતાવા માગીછે. શાહજાદી અરનવાજને પા[illegible]થી સીસતાંન મોકલી નાટકના તરણકે ભાગોને વધારે અસરકારક રીતે જોડવાની ઉમેદ રાખીછે, તેમજ શાહજાદી શેહેરનવાજ એક તરફથી રાજ ઉપરના અને બીજી તરફથી ભરતાર ઉપરના પેઆરના જુસાઓ ખે સુલીઓ વચ્ચે સોપારીની મીશાળે દબાઇને શેવટે પાછલા જુશાને આ[illegible] જોહાકને હાથ જતી ચીતારવાથી જમશેદના મોહોતને વખતે ત[illegible] દેવાંની હાલતમાં તથા અરનવાજને ઘબરાટમાં હાજર કરીને અસરમાં વધારો કરવાની મેં ધારણા રાખીછે.

અગતકરીને કલપણાથી જોહેલા આ નવા ભાગો મધે એક ભાગ ઉપર ખાશ ખોલાસો કરવા માંગું છઉં. તે કાકુલનો ભાગ છે. એ ભાગ મુખ્ખીઅકરીને રમુજ આપવાની ધારણાથી વધારયોછે, પણ તે નશીએત તથા ચાનાકથી ખાલી નહી નીકલશે એવી હું આશા રાખું છઉં. કાકુલને હલકી બુનીઆદનો, બેવકુફ અને મુરખ બનાવયોછે, પણ તેની સાથે તે દોળઘાલુ અને અકરકુ કીધો છે તથા તે અંદરખાંનેથી કેટલેક દરજે પકો, અને ડગારો પણ છે. હલકાં બુનથી જનમવા છતાં બચપણથી પાદશાહી દરબારમાં ઉઘરવાને લીધે તે થોડીક સુધરેલી રીતભાત તથા સારી બાશાનું ગનેઆન હાંસલ કરી શકયોછે, જેથી અનજાંના જમશેદનો તે વીસવાસ મેળવેછે; તોપણ ગમે એવી ચહડતી હાલતમાં તે પોતાની નીચ બુનીઆદની અસર ઉપર જવા વગર રેહતો નથી. તેને કસું ગનેઆન નથી, એક કોડીના વજણની તેની અકલ નથી, તોપણ તે દુનીઆંમાં પોતાને સઉથી દાહાયો સમજેછે અને તેથી પારકાઓનાં દેખતાં એવાં ખોટાં દોળ ઘાલેછે તથા પતરાજી મારેછે, કે જો કે મોતની ઘડી સુધી તે એક શાહજાદા લેખે પસાર થાયછે, તોપણ પારકાઓ વચ્ચે પોતાનાં ખોટાં દોળથી તે પોતાની હસી કરાવેછે, મગર જારે તે એકલો પડેછે તારે પોતાનાં ઘાલેલાં દોળને ભુલી જઇ પોતાની જાત ઉપર જાય છે તથા ખરા ખવાશમાં તે માલમ પડેછે. શાહજાદા તરીકેની તેની પદવીને લીધે તેની સાંમે થઇને ધીકાર બતાવાને લોકો હીમત કરતા નથી, તેમજ વળી શાહાજાદી અરનવાજને અપમાન આપવાથી તથા કારન સાથની લડાઇથી તેને સજા ભોગવવા તથા ઉઘાડો પડવા સરખો વખત એવે ટકાંણે આવેછે કે જારે બીજા મોટા બનાવો

આગળ તે ભુલી જવાયછે. આખેરસ જે ખરા અશરાફ શાહા... આ ખોટા સીકાથી ગેરઈનસાફ થયોછે તેનેજ હાથે કાંકુલ પોતાન... સજા જુવેછે અને એ રીતે આ બંને જવાંનોને આમનસામન મેળ... ને ખરાં ઉંચાં લોહીની અસર નીચી બુનીઆદની સાંમે બતા... તજવીજ કીધીછે. કાકુલનો ભાગ આ નાટક તખ... વો રંગીન લાગે, પણ આ દુનીઆને દરમેઆન એ...ા બેવકુફ તોપ ણ ખોટું ડોળ ઘાલનારા મળી આવેછે ખરા અને એવા અકરતા લા હેરીખોરોને જેઓ પીછાણેછે તેઓ કહી શકશે કે કાકુલનું આ ચીતર કાંઈ ખોટું નથી, મગર તે કેટલેક ઠેકાંણે બરાબર લાગુ પડશે. જેઓને આ ચીતરથી દુખ લાગે તેઓને વખનાયલા નાટકકાર બેન જાનસન ના બોલોમાં હું એટલુંજ કહું છઉં કે—

> If any here chance to behold himself,
> Let him not dare to challenge me of wrong,
> For, if he shame to have his follies known,
> First he should shame to act them.

"અગર હીઆં કોઈ પોતાનો ચેહેરો પોતે જુવેતો ખોટું કર વાનો બટો મારા ઉપર તેને મેળવા દેશોના; કારણ કે અગરજો તેને પોતાની એબો જાહેર થતાં શરમ લાગતી હોયતો પેહેલાં તે એબો મુજ બ પોતે ચાલતાં તેણે શરમાવું જોઈએ."

આ ખેલના જુદા જુદા ભાગોની મકસદ તથા ધારણા બાબે વી ગતથી ખોલાસો કીધાબાદ હીઆં એટલુંજ કબુલ કરવાનું રહયુંછે કે ઉપલી કાકુલના ભાગની મારી કલપનામાં શેકસપીઅરના કલોટન, એ ગીઉચીક અને ફાલસટાફની કાંઈક નકલ કરવામાં આવીછે, તેમજ જામાસપના ભાગમાં "કીંગ લીઅર" માહેલા કેંટ ઉપરથી મને કાંઈક મદદ મળીછે. વેદ અને વંદીદાદનીબી આગમચનાં પાદશાહ જમ શેદના જમાનાનાં નામો, ઠેકાંણાંઓ ઈતીઆદીમાં અવસતાની જુદી જુદી શાહાદતોની સતા મેં પકડીછે, તેમજ ખેલના સણગારને માંટે જે બી પારકી મીશાળ ઇઆ પારકો અલંકાર ઉતારી લીધોછે તાંહાં તે ક બુલ કીધુંછે. ખેલનો રસ અને ગમત વધારવા માંટે મેં કેટલાંક ગા એણો જોડવાની કોશેશ કીધીછે, પણ હું કબુલ કરૂં છઉં કે એક બેવ કુફ સેકચલીની મીશાલે ગાએણના કોઈ મોટા ઉસતાદ ઈઆ ખાંમાં

આપવાનું ખોટુ દોલ ઘાલીને "આખાં હીંદુસતાનના ઉસતાદો સાથ" હરીફાઈ કરવાના ગુમાંનથી એ ગાએણે જોડયાં નથી. હું માતર ગાએણનો એક શોકીન છઉં, બાકી "રાગ શાસ્ત્ર" માં પોતાને પુરવીણ કેહેવાનુ કામ દફાંસીયા અને ચાપલુસીખોર ઈતરના હાંલલાંઓનું છે.

હવે આ દીબાચો હું ખતમ કરૂં છઉં અને આ મારી કોશેશ જ ખામીભરી છે કે નહી તે કેહેવાનું કામ માયાલુ અને કદરદાન શોખીલી પરજાનું છે. આ મારી કોશેશમાં ખામીઓ ઘણી હોવી જોઈએ, તે ખાંમીઓ જાંણુવાને હું ખુશી થવશ. "બેજન અને મનીજેહ" ના મારા પેહેલા નાટકની ભુલ ઈઆ ખામીઓ બતાવાની મકસદથી જેઓએ મીતરાચારી ભરેલા ટીકા કરયાછે, તેઓનો હું આ જગોએ ઉપકાર માનું છઉં અને તેવા મેહેરબાન મીત્રોના વીચારોની હું આ વેળા ફરી આરજુ રાખું છઉં. પણ જેઓ દવેશભાવ અને કપટથી ફકત તોડી પાડવા સારૂં ટીકા કરવા નીકલેછે તેઓને એટલુંજ કહું છઉં કે કેવા ટીકાને વજન આપવો તે હું સારીપઠે સમજુ છઉં. નામાકીત બટલર કવીએ વીશે જે કાંઈ કેહેછે કે "જેમ જુરીની અંદર ખાટકોઓને બેસવાનો હક નથી, તેમજ એક કવીના કામ ઉપર તપાસ કરવાને અલફાતુ દોળઘાલુઓને હક નથી, તેને તેના ભાઈબંધ કવીઓએજ તપાસવો જોઈએ," તેમજ હું કહું છઉં કે એક નાટક વીશે મત આપવાનું કામ નાટક સમજનારાઓનું છે, અને જેઓ એ કામની બારીકી, મેહેનત, જોખમ તથા મુશકેલી પીછાંણે નહી તેવા અગનાનોના મતલબીઆ ટીકાને કસો વજન આપી શકાય નહી. બોમંટ અને ફલેચર નામના નામીચા નાટકકારો ઈંગરેજીમાં થઈ ગયાછે, તેમના નુકતેચીનીઓ વીશે ઉપલોજ નામાકીત લખનાર કેહેછે કે "તેમની સેજ ભુલને ખાતર જેઓ ટીકા કરવા નીકલેછે તેઓ એવા ધણીઓ હોયછે કે જારે તેવુંજ કામ પોતે કરવાનું હોય તારે તેના કરતાં દસઘણી વધારે ભુલ પોતે કરેછે, અને આ દોલઘાલુઓ પોતાથી બને એટલું સરસ લખીનેબી જેટલા ખુશી કરે તેનાં કરતાં ઉપલી ભુલો વધારે ખુશી કરી શકેછે." મતલબીયા ટીકાકારોને એજ મારો જવાબ છે, જે તેમને ભેટ કરી તથા કદરદાન પરજાની રેહેમ નજર ભરેલી દરગુજર ઉપર વીસવાસ મેળી હું સમાપત કરૂંછઉં.

કે. ન. કા.

# નાટકપાત્ર.



**જમશેદ**—ઇરાનવેજનો સેનશાહા.
**અરજાસપ**—વડો દસતુર.
**ગોરાજે**—વડો વજીર અને શેહેરનવાજનો ભરતાર.
**જામાસપ**—વડો સપેહશાલાર અને અરનવાજનો દીલદાર.
**કાકુલ**—[illegible]શાલાર, અરનવાજ ઉપર આશક, અને એક બેવફુ તથા [illegible]લઘાલુ ઠગારો.
**કેશવાદ**—એક સરદાર.
**લોહોરાસપ**—અથરવીઅન ટોલાનો વડો અકાબર.
**અરેશઅસપ**—રથેસતારાન ટોલાનો વડો અકાબર.
**પાઉરોશસપ**—વાસતરીઓશાન ટોલાનો વડો અકાબર.
**વીસતાસપ**—હતોકશાન ટોલાનો વડો અકાબર.
**કારન**—તેહેમુરસની તોખમનો એક ખેડુત.
**અકાબરો**—જમશેદ જોગાં નજરાણા લાવનારાઓ.
**તરણ ગરહસથો**—જમશેદ સાંમે બેદીલી ચલાવનારાઓ.
**તરણ દોસતો**—કાકુલના ખુસામતીઆઓ.

**શેહેરનવાજ**—જમશેદની બેહેન અને ગોરાજેની ઓરત.
**અરનવાજ**—જમશેદની બેહેન અને જામાસપની દીલદાર.
**હુવોવી**—તેની સાહેલી.
**ફરેની**—કારનની છોકરી.

**કુરંગ**—સીજીસતાનનો શાહ.
**વજીર**—
**સરદારો**— } કુરંગના દરબારીઓ.
**સમનનાજ**—કુરંગની શાહજાદી, જમશેદ ઉપર આશક.
**સુસન**—તેની સાહેલી.

**જોહાક**—બબરી દેશનો પાદશાહ.
**વજીર**—
**સરદારો**— } તેના દરબારીઓ.
**દારોગો**—
**ઈબ્લીસ**—તેનો એલચી.

રામસગરો, ગામડાંની છોકરીઓ, સાહેલીઓ.
સરદારો, સીપાઇઓ, હલકારાઓ, ખીદમતગારો, ગરહસથો, ગામડીઆઓ, ચોકીદારો, ઈતીઆદી.

ઠેકાણું—પેહેલાં બલખ, પછે સીસતાંન.

# જમશેદ.

## નાટક ૩ અંકી.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**હુકેરે(૧) પાહાડ અને તેને લગતું મેદાંન.**

[મેદાનમાં એક સુંદર દેહેરો આરાસતા કરેલો, તેમાં જમશેદનું જડાવદાર તખત બીછાવેલું, પાહાડપરથી છેક મેદાન સુધી લોકની ઠઠ મળેલી, સીપાહીઓ સમાધાંની રાખવા ઊભેલા, તાંહાં પાદશાહાની સવારીનું સરઘસ આવેછે અને નીચલા શરોદ ઊપર કુચ કરેછે.

**ગાએણ.**

ક ર ક ર ક ર ક ર ક ર ગ
ધ ર ધ ર સ ર પ ર પ ર વ ર—કર.
દ ર દ ર દ ર દ ર દ ર દ
દ ર વ ર વ ર દ ર વ ર ગ
ગ ર વ ર ખ ર ખ ર ન ર ધ ર—કર.
ક ર જ ર જ ર જ ર ગ ર જ
ગ ર જ ર દ ર ગ ર મ ર જ
ત ર ત ર ટ ર બ ર ત ર ત ર—કર.

[પેહેલાં લશકર આવેછે.

**૧ ગામડીયો**—હેં ! હેં ! ધનછે પાહા તારી ધવાડતીને.

---

(૧) અલબરોજ પાહાડનો બલખથી નજદીકનો છેડો જે ઊપર પાદશાહ જમશેદે બંદગી કીધી હતી. (જુવો યસતો.)

**૨ ગામડીયો**—ભાઈ, ઓ, ભાઈ, તે માતનું દુધજ જુદું જો. એ કાંઈ .ણા જેવું દુધ નહી.

**૩ ગામડી૦**—અરે પછે વાત કરજો. જોવારે જોવો, પેલા હપાઈ લોક મોટાં મોટાં હુપરાં ઝાલીને આવેલા તે. (હાલ દેખાડીને) દીઠા કે ?

**૧ ગામડી૦**—અરે ! એતો ઢાલછે. કેથો કાંહાંથી ઢાલો ભુલો નીકલી

[સઘલાઓ જોવા પડેછે, સવારી ચાલુછે.

**૧ ગર**— અરે કહું છઉં દોસ્ત કે જેમ એકની એક ગજા ખાવામાં મજા આપે નહીં, તેમ દર વરસે આ એકની એક સવારી મને સવાદ વગરની લાગેછે.

**૨ ગરહુસથ**—નહી બીરાદર, એનું કારણ મને જુદુજ લાગેછે. પાદશાહે પોતાના રંગ અને ઢંગ બેહુ બદલયાછે અને તેથી તેનુ બરહક કરેલું કારવેલું આપણને બેરંગ લાગેછે.

**૩ ગરહુસથ**—બરેજ મારા રફીક, તું એ મારા મોહોમાંનો બોલ ઉપાડી લીધોછે. પાદશાહાની પોતાની બદલાતી વલાંણ કોઈ કોઈને નાપસંદ થતી જાયછે તારે તેની સવારીની એકની એક વલાંણ કાંહાંથી પસંદ હોય ? શાહા જમશેદનું શું થશે તે મને બદતર અને ઘણું મુશકિલ દીસેછે.

**૧ ગરહુસથ**—ઓ લઓ ચારે અનજુમનો(૧)ના અકાબરો આવેછે.

[સવારી આગલ ચાલેછે, તેમા અકાબરોનું સ... દાખલ થાયછે.

**૧ ગામડી૦**—(ચમરી કરનારને દેખાડીને) અરે આ જાહાડુ કરવાવાલા દીઠા કે ? એ આ મોટા મોટા હેઠ લોકો કાંઈ કચરાપુજા છે કે જાહાડુ કરાવે ?

**૨ ગામડી૦**—અરે દલદર, એ દોલતનાં બેલ છે. પાહે પઈહા ખખરયા કરે તારે—

**૩ ગામડી૦**—બેહ બેહ તારી અકલનો એટલો ખરચ નાં કર. પઈહા હાનાં ને વાત હાંની ? જમહેદના રાજમાં કોઈબી ગરીબછે ? કોઈબી ભુખે મરેછે ?

**૧ ગામડી૦**—પણ એ મોટા લોકો બોદાનેબાર હું પુંજીને આવેલા ?

**૨ ગામડી૦**—ચપ ચપ—પેલી દરબાર આવેહ.

[સઘલાઓ જોવા પડેછે અને દરબારીઓ દાખલ થાયછે. પેહેલાં કાકુલ આવેછે.

**૧ ગરહુસથ**—(હસી પડીને) ઓહો હો હો કાકુલ કડક ચાલયા. એનું તમામ કાંમ પોશાકનાં ભપકામાંજ આવી રહયુંછે. બીજાઓ જીવવાને વાસતે પોશાક પેહેરેછે, પણ એ પોશાક પેહેરવાને વાસતે જીવેછે.(૨).

[સઘલાઓ હસેછે.

---

(૧) એ ચારે અનજુમન તે પાદશાહ જમશેદે પોતાની રઈએતમાં કરેલી ચાર વાંતો જાંણવી. (જુવો વંદીદાદ.)

(૨) કારલાઇલ.

૨ ગરહસથ—યારો જરા ધીરે હસો તે સાંભળશે.

૩ ગરહસથ—સાંભળે તેની હીઆં કોણને દરકાર છે? બેવકુફને હસ્વા માં તે હસનારનો નહી પણ બેવકુફનોજ વાંક છે.

કાકુલ—(મનસે) હું જાણું છઉં કે તમો સરવે લોકો કોણને હસોછો. એ કમબખત મુજીઓને મારા ઉપર હસવું આવેછે પણ વીચાર નથી કરતા કે (મોટે) મારા જેવા પોતાનાં એક સાદતમંદ શાહાજાદા ઉપર હસવું તે પો ... ઉપર હસવા બરાબર છે. અરે પણ હુંતો ભુલો પડી ગ... માણસોતો આલી ગયાં. [બીજા ... ને ફરતો ફરેછે.

૨ ગરહસથ—અગરજો પાદશાહાનાં જાંહાંજોય કાકા મરહુમ પાદશાહ તેહેમુરસનો એ એસાવંદ નહી હોયતો આજે એવણ કાકાનો દરબારમાં કોઈ ભાવબી નહી પુછે.

૧ ગરહસથ—એતો શાહા જમશેદ એટલો મોટાં મનનો અને રેહેમ દીલ છે કે એની જેવા એક મુરખની મુરખાઈપર ફકત તેનાં ખાનદાંન તરફ નેગાહ રાખી અખાડા કરેછે.

૩ ગરહસથ—પણ જેવો મુરખ છે તેવો ખુસામતનું આશીક છે અને "ખુસામત ખોટા સીકા સરખી છે." તેનો પણ માતર ખુરદો કરી જાણેછે.

૧ ગરહસથ—પણ તમોને ખબર કે? એતો વળી પાદશાહાની બેહેન અરનવાજ ઉપર ... ી મુવા આશક થયલાછે અને તે બાનું જે બેહેલવાંની બાજુના જામાસપને ચાહેછે તેની સાથ પોતે હરીફાઈ ચલાવેછે. બારેસવારબી ઘોડેસવારમાં!

કાકુલ—(ચીરડાઈને) દરબારનાં માણસોબી મારૂં પત નથી રાખતા. બસ, મને મુકીને ચાલીયા? કોણનાં હુકમથી? હું કોણ? હું કોણનો નબી રો? કીઆં ખાનદાંનનો હું રોશન ચેરાગ? લાડમાં ઉધરેલો, પેઆરમાં પલા યલો, જીહાંનનો જાણીતો, જમશેદનો માનીતો, જમશેદનાં પોતાનાં કરવાં મા રો વધતો દરજો. હું ઉભોતો આખું સરઘસ ઉભું રેહવું હતું. પણ તે ચાલી ગયું તારે હવે મને ચાલવાની ફરજ છે. [ચાલેછે.

[એવામાં અરજાસપ, ગોરાજે, જામાસપ ઈતીઆદી દાખલ થાઈ ચુકાછે.

૧ ગામડીયો—હે! હે! હે! આ હું દાહાડી કે દાહાડીનાં બાપની દાહાડી?

૨ ગામડી૦—અરે ચપરે, એતો વડા દહતુર!

૧ ગરહસથ—બીરાદર આ સરવે ધુમધામ છતાં બોનોરેબ દસતુર અર જાસપનો ચેહેરો દીઠો કેવો જરદ મારી ગયોછે?

૨ ગરહસથ—ખરેખર ઓનાં ચેહેરાની કેતાબ ઉપર હું કોઈ રંજીદા તોફાનનાં રંમજ ભરીયા લખ વાંચું છઉં. દીલ માહેલા કોઈ છુપા વંટોળીઆ

નાં ધભરાટે એની સોહામની સીકલની અથીર અપાટી ઉપરની અદાની આંન ?વઓડીછે. અફસોસ! કે આપણા પાકજાદ પાદશાહની બેઅંદાજ ચાલ તાથી મને તરેહવાર શક પેદા થાયછે.

**૩ ગરહસથ**—અરજાસપથી બીરાદર તુંને તો શક પેદા થાયછે, પણ તેજ બુજોરગથી મારોતો શક મજબુત થયોછે. શું ગઈ કાલનાં બનાવની ત ... ખબર નથી કે પોતાની સનમુખ આવનારા દરએક નવા શખસે સાતવાર જમીનને ... એવો હુકમ જમાને જમશેદ કાહાડવાથી અકલે પુર અર જાસપે તેની અ...વડ બતાવાની સેહેજ હીમત કીધી, તેટલા વાસતે પાદશાહે મીજાજ ખોહયો અને આ દસતુરાંન દસતુર બંદીખાંને બંધાતાં સેજમાં બ ચી ગયો ?

**૨ ગરહસથ**—ખરેખર ? બરફ કરતાંબી નીરમલ અશોઈ અને પાકી જગી વાલો એક અશો પીરમરદ કે જેને જમશેદ પોતે ફરેસતા કરતાં વધારે માન આપતો હતો, તે જેવાને જારે પાદશાહ કેદ કરવા માંગે તારે તેનું મગજ ગીએલું સમજવું જોઇએ. અરજાસપને પોતાને આ અપમાન કેવું લાગ્યું હશે !

**૩ ગરહસથ**—તેનું હર્ખયું એટલું સાફછે કે સાહે પાછળથી પસેમાંની કી ધી અને અરજાસપે ખુશ મીજાજથી તે દરગુજર કીધું.

**૨ ગરહસથ**—એ વળી પાદશાહનાં ભમતાં મિજાંની નવી નિશાંન થઈ.

**૩ ગરહસથ**—જુવો તે આવેછે, મને કાંઈ એ શાહે...માંનનું ઠેકાંણું પાધરૂં દીસતું નથી.

[જમશેદ દાખલ થાયછે. લોકો તેના દીદાર જોવાને દોડાદોડી કરેછે, માતાઓ પોતાનાં બાલકોને તેની આગળ ધરેછે, જમશેદ તેમના માંથા ઉપર હાથ ફેરવેછે, સરવે કોઇ તેને ખોદાનાં જેટલું માન આપેછે.

**૧ ગામડીયો**—વાહાવા, વાહાવા, વાહવા ! એ પાહા લોકો ખોદાને બા રથી હું પુજીને આવેલા ભાઈ ?

**૨ ગામડી૦**—વરી હું પુંજીને આવે ? અરહીંહંગ ને, દોલત, જર, જે વર, માલ, ખજાંનો, ને ઘણા હરખા પઈહાને પુંજી આવેલા.

**૩ ગામડી૦**—હાય હાય ! વલી પુંજીનો ને પઈહાનો રોદરો લઈ બેઠો. નણી થાકેતો મુગો મુગો બેહી રેહની. પોતે કચરા પુંજા જેવા તમે હું પુજીની વાત હમજો.

**૨ ગામડી૦**—હં ! આ હમજુનો દીકરો આએલો. તું કેહની જોઉં એ જમહેદ પાહા એટલો હોભઈતો કેમ ?

**૩ ગામડી૦**—એટલું નણી હમજતો ? જમહેદ પાહા છે, તેથી એટલો હોભઈતોછે, ને એટલો હોભઈતો છે તેથી પાહા છે.

**૨ ગામડી૦**—અરે જાએલું જાએલું—અકલ પાહે હુતી તેટલી ખરચી દીધી. કચરા પુજામાંતો હવે તું આયવો.

**૩ ગામડીયો**—વારૂ ભાઈ—હારૂં—તારે કાંઇછે? હું પુજામા છઉં ને વળી પાહાની પુજામાં છઉં ને પાહા જેવાનાં કચરા પુજામાં રેહેવું એમાં[illegible] માંનછે. આખુ ગામ તેની પુંજા કરે.

[આ વાત ચાલેછે તેટલાં પાદશાહ, અરજાસપ અને બીજા અથોરનાંનો ડુંગર ની ટોંચ ઉપર ચઢીને રોશન કરેલા આતસ(૧)ની સાંમે ઉભા રેહેછે.)

**નકીબ**—નેગાહ રખો નેગાહ! યમો ખસાયતે(૨) પરધાતો,(૩) સાહે[illegible] એરીઅનામ વએજો(૪) કેબલએ આલમ, મલકાને મલ[illegible] બેપા દત ઉપર. શાંનસાહે અએરીઅન પનાહા પનાહ.

**જમશેદ**—અએ અહોરમજદામ અહોરમજદ! અએ યજદાંને મેહેરબાં ન! અએ ખાલેકે ફરેસતેગાંન! અએ ખાવીંદે અમસાસપંદાંન! અએ શું પાદશાહાન કે દરવીસાનનાં પાસબાન અને પેદાનાં કરનાર પાક પરવર! ઉભા છઈએ તું બંદે નવાજની હજુર અમો તારા ખાકી, ખાકસાર, કમતરીન બંદા; ઉભા છઇએ ઓ ખાવીંદે કદરદાંન મારા દેવબંદ મુરબી અને વડીએલ હોશીઅંઘો પરધાતોનાં રોશન કરેલા(૫) આ પવીતર અને નુરમંદ કેબલા આતશે અહુર મજદાઉ પોતરો(૬)ની સનમ, આજના મુબારક નોરોજને રોજે તારી સેપાસદારી અને સેતાએસને કાજે; ઉભા છઈએ ઓ કરીમો રહીમ! તું દાદગરના[illegible]ધે અમારાં કમીના તન પાક કરી અને નાતવાન સર ખાકમાં ધરી તું ખુદ [illegible]વંદની યાદ અને દાદ ચાહતાં; માગીએ છઇએ ઓ મેહેરબાં ને મંન! અમો નેક મનશનીથી, નેક ગવશનીથી તથા નેક કોનશનીથી અને પવીતર અહુનવરની(૭) બુજરગી ભરેલી મદદથી અમારા ગુનાહોની પુરતી તોજશ અને પસચાતાપથી પશેમાંન થઈ, ઓ! બખશાયશગર! કે બખશ તું અમોને સરવે બુરાઇઓની તથા બદીઓની માંફ; કર દરગુજર ઓ! રેહેમવંત કીરતાર! તારાં પવીતર ફરમાંનોને તોડવાની તકસીર; બખશ તું ઓ

---

(૧) અલબરોજ પાહાડ મેજાઇ લોકોનાં મંદીરોની એક શંખયાને માટે વખનાયલોછે. આટકીનસન.

(૨) પાદશાહ જમશેદનું અવસતામાં જણાવેલું નામ.

(૩) જમશેદની તાખમનો ખેતાબ, જે ઊપરથી "પેશદાદ" બોલ નીકલયોછે.

(૪) અથવા ઇરાંનવેજ જાંહાં જમશેદનું રાજ હતું તથા જે ખુદ ઇરાંનના રાજની આગમચનું અને વધારે વખણાયલું ગણાયછે. (જુવો વંદીદાદ.)

(૫) પાદશાહ હોશંગે પેહેલ વેહેલા આતશને રોશન કરી તેની સનમુખ બંદગી કીધી હતી. ફીરદોસી.

(૬) આતશનું અવસતામાં જણાવેલું નામ "હોરમજદનો પુતર આતશ."

(૭) અહુનવરની બંદગી જરતોશતના જમાના આગમચજની ગણાયછે. (જુવો જરતોશતનામું.)

ફરીમે કારસાજ! અમોને એવી હેદાએત કે બુરાઈના બદ સહાથી કરીએ અ
ને સીનો પાક અને તન આજાદ; બખશ ઓ! ખાવીંદ ખલક! તું અ
નાને એવી તોફીક કે તું દાદારે જીહાંદારની યાદમાં હમેશ હમેશ મશગુલ રહી
એ અને તું કામેલ કુદરતનાં સાહેબનાં બતાવેલા નેક રાહા તથા બરગુજીદે
બામો ઉપર રેહ હમારો એતેકાદ ઓસતવાર તથા યકીન સાબુત કદમ. તું
ન કુદરતના દાતારની બેહદ બખશેશ અને અપરમપાર પેદાએશને માટે
હેશાનેમંદ છે ... ત નાચીએ છઈએ આ અરજ ઓ પરતીપાલ પદર! તે બા
હાલ રાખી થા અમારો કદરદાંન, આમીન!

**સઘલાઓ**—આમીન—આમીન—આમીન.

[વજંતરોની તથા રામેશગરોની તઇઆરી થાયછે તેટલાં.

**૧ ગામડીયો**—ડુગરાંનાં દાદાર હોરમજ! જમહેદનો ઓદા તું, ને હ
મારો ઓદા જમહેદ.

**૧ ગરહુસથ**—કેમ બીરાદર, આજની એબાદત શું કમ છે? પાદશાહા
ની વરતાઉક વીશે તમારાં મગજોને અટકલની ખાલી ખાહીમાં ડુબાડવાથી,
જો આજની એબાદતે તમારી ખાતરતસલી કીધી હોયતો હવે પછે પરહેજ
રેહેવું સજાવાર છે.

**૨ ગરહુસથ**—ઓદાવંદ તારી નેક દોવાને ખરી પાક, પણ તારો રફીક તું
જાણેછે કે કાંઈબી દાગથી દગમગતું દીલ એબાદતમા વધારે અંત:કરણી હોયછે.

[પાદશાહ દરવેને સાથે ગવાડેછે.

તો ટ ક છં દ.

રબ નામ રટો રયતો રમણી,
યજદાનનું નામ ધરો મ્હો ભણી.
હસતાં રમતાં વસતાં વતની,
પરમેશ્વર પાય પડો પર્વણી.

ભજવા ભગતી ભગવાન તણી,
સતસંગ મળી ખલકો સગલી.
સત દંન વચંન ભજંન ભણી,
પરમેશ્વર પાય પડો પર્વણી.

અતિ ઉતમ પુનથી પાપ ખણી,
પ્રતિપાલ ખુદા સમ બાપ ગણી.
મન સાંત સજી સત બાપ ધણી,
પરમેશ્વર પાય પડો પર્વણી.

[આ ભજન આલેછે તેટલાં જમશેદ પાહાડ ઉપરથી ઉતરી દેહેરા
માં આવી બેસેછે, દરબારીઓ આસપાસ ભેગા મલેછે.

**૧ ગરહુસથ**—આતો અરેસતાની ક્રીઆ થઈ, હવે વાઆજ સાંભળુ વા ચાલો.

**૨ ગરહુસથ**—હા—પાદશાહની વલાંણ વીશે વાઆજથી આપણી ખા તરી થઈ શકશે. [સરવે લોકો દેહેરા તરફ આવેછે.

**નકીબ**—નેગાહ રખો, નેગાહ! કેબલએ આલમ, પદરે એરીઅનાન વચ્ચેજોની અશોઈ ભરી વાઆજ ઉપર! શાનશાહે એરીઅન પનાહ!

**જમશેદ**—મારા બાહાદુર પેહેલવાંનો, સુરા સરદા[illegible] કે દરબા રીઓ. આ નેક રોજે તમારા મુબારક દીદાર જોવાને હું ખુ[illegible]છઉં.

**અરજા**—(જામાસપને) બસ—થઈ ચુકું!

**જામાસપ**—(બીજાને) આજે એમ કેમ?

**૨ ગરહુસથ**—જોયું બીરાદર? વાઆજ સાંભલી? એનું નામ વાઆ જ! અને આગળ શાહ જમશેદ એવી વાઆજ કરતો હતો!

**૧ ગરહુસથ**—હુંતો આ ફેરફારથી દંગ થઈ ગયો છઉં.

**જમશેદ**—મારા વાહાલા અને કારઆજમુદા કારસાલાર કાકુલ આજ નાં નેક રોજે તુંને ખેરાઆફીયત.

**કાકુલ**—(મનસે) વાહા! આજેતો પાદશાહા મને પેહેલો બોલાવેછે એ કે ટલું બધું માંન! (મોટે) જીહાંન શાહા જમશેદ જાવેદાંનની જીંદગી તુંને બર કરાર હોજો. તું [illegible]દારની કામેલ કુદરતથી મને કરાર છે, તું નામવરે હમણા કરેલી માઆકુલ વાઆજથી મને રાહાત છે, અને તું દાદખાંની દોવાથી મા રા દુશમનો ઉંધા પડેલાછે.

**૧ ગરહુસથ**—(બીજાને) આ ખુસામત કેટલી બધી! કાકુલતો પાદશા હાની બડાઈ હાંકી તેને ફુલવવાનો જાણી બુઝીને ધંધો લઈ બેઠોછે.

**૨ ગરહુસથ**—એક મતલબીઆ મુરખને સાંભળયો, હવે એક દાંનેશમંદ કેમ બોલેછે તે જુવો.

**ગોશાજે**—અએ કુલ જાંહાનનાં શાહ અને શું અએરીઅન કે શું અનઅએરીઅન મુલુકોના બાપ, આજને નેક રોજે તું દોલત અને હશમત નાં ધણીએ મુબારક નોરોજ મુકરર કરયોછે અને આ છ દીન પાદશાહી ખજાં નાને ખરચે રચના તથા રામશનીમાં સરવે બાસંદાં લોકને ખુશહાલ અને મે હેજુજ કરેછે તેનાં હેશાંનમાં આ દબદબા ભરેલી દરબાર, આ પંચ ભેલી મ જલેશ અને આ તમામ ખલક તું નામવર હજુર દોવા અને શોકરગુજારી ક રેછે તથા તું શાહે જમાંને કરેલી ચારો મોટી અનજુમનના વડા અકાબરો પો તાનાં નાચીજ નજરાંણાં અને સરપાવ હજુરમા હાજર કરવાની આરજુ રાખેછે.

**જમશેદ**—શીયાના વજીર, તે અકાબર સાહેબોને એટલી તકલીફ આપ વાની જરૂર નથી. તેઓનાં કીમતી નજરાંણાઓને માંટે મારૂં હેશાન તું તેઓ

ને જાહેર કર અને જે ગંજ ખજાનો તેઓ સોગાદ લાવયા હોય તે સરકારી નના ખાતે ખાલી કર.

**૨ ગરહસથ**—(બીજાને) થઈ ચુકું, બાહારોબાહારથીજ કાસર પતાવેછે.

**કાકુલ**—ઘણુંજ રાસત વ દરૂસત છે, જાંહાંપનાહ. વાતમાં જીવ નહી મ ળે, ને એ બધાં નજરાંણાં લાવતાં, લઈ જતાં, લેતાં, મુકતાં, કેટલો વખત ફોટ જશે રેહ.,, (મનસે) એમજ એમજ. જે પાદશાહનો વીચાર હોય તેને મળતી સલાહ આ...

**અરજાસપ**—નહી, અએ બુલંદ સેતારેનાં પાદશાહ. હું બે બોલ બોલવા માગુ છઉં.

**જમશેદ**—મારી બેહેતર દીનનાં દાનેશમંદ દસતુર આ નજરાંણાની ફીરી યાના કંટાળામાંથી શું તું મને લઈ જવા ચાહેછે?

**૨ ગરહસથ**—(૧ લાને) શું? એતો કંટાલો થયો? કેટલી તકોબરી!

**અરજાસપ**—નહી એ જીહાંનનાં શાહા, હું એટલું માંગુ છઉં કે આ અ નજુમનનાં અકાબરો પોતાની પોસતી અને પનાહના આપનાર પાકજાદ પાદ શાહાને પેઆરથી પગે પડવા અને તેનાં દીલકસ દીદાર જોવા ઇંતેજારી ભરે લી રંજથી બેસુલો ગંજ વસાવી આવયાછે, તેઓનાં નજરાંણાને નજરે નજર લેવાની તું નામવરેજ કાહાડલી નેક રસમ બંધ કરી તેઓને આજોરદા અને આરજુમંદ પાછા રવાને નહી કરે.

**જમશેદ**—અરજાસપ હું ચાહું છઉં કે આ વખતે તારી જબાંનની ડેલી નાં ટાંકા તંગ કરી તે માહેલાં શુખનોનાં કીમતી ગોહેરોને આટલો ખર ચ તુંએ નહી કીધો હોતે, કેમકે તારી આ સલાહ એટલીતો રાસત છે, કે મા રી આનાકાંની છતાં આ નજરાંનાં લેવાની મને ફરજ પડેછે, નકીબ! અનજુ મનનાં અકાબરોને એક પછે એક દાખલ કર.(૧)

[નકીબ લેવા જાયછે તેટલાં.

**અરજાસપ**—(મનસે) આનાકાની અને વળી ફરજ! પાદશાહા જમશે દને આવી આનાંકાંની કારે થતી હતી! ખરેખર એ શાહે જીહાંનનાં સલુકમાં અજાએબ જેવો ફેર પડતો જાયછે.

**કાકુલ**—(મનસે) મારી સલાહનો રદ થઈ. [નકીબ આવેછે.

---

(૧) જમશેદે કરેલી ચાર નાતો આ પરમાંણે હતી.

૧ અથોરનાન, જેને ફીરદોશી "કાતુજીઅન" કેહેછે, તે ધરમગુરૂઓ હતા.

૨ રથેસતાર, જેને ફીરદોશી "નીસારીઅન" કેહેછે, તે સરી અથવા લડાએક લોક હતા.

૩ વાસતરીઓશાંન, જેને ફીરદોશી "નસુદી" કેહેછે, તે ખુરજીગરો હતા.

૪ હતોકશાંન, જેને ફીરદોશી "અહનોખુશી" કેહેછે, તે કારીગરો હતા.

**નકીબ**—નેગાહ રખો નેગાહ. અથરવાની અનજુમનનાં અશો અખબર સાહેબોનાં જમાને જમશેદ જોગાં નેક નજરાંણા ઉપર.

[અથોરનાન ટોલાનાં અકાબરો આવેછે તથા તેમનાં ખીદમતગારો ધુપદાન, ખુશબો અને બીજી કીરીયા મારગની વસતુઓ નજરાંણા દાખલ ગંભીરાઈથી લાવેછે તેટલાં રામશગરો બાયછે.]

## ગા ય ણ.

### (ખમાચ.)

"દધ બેચને ન જાઉ દઈઆં"—એ રાહાપર.

અગ્રવનનાં અકાબરો હંધઆં—બીરાજે—અગ્ર.
ભજન સજન ભજી વજનદાર—અગ્રવન.
વસતુ વસાવી સર્વ વખત વીચારી વેલ,
કરે નજર ક્રીયા ધર્મના ઓજાર—અગ્રવાન.

**વડો અથોરનાન**—ખોદાવંદે શાહા, પોઉરો તકેશી માજદીઅશની દીનનાં બરહક પેગામબર, પેસદાદીઅન પાદશાહાતનાં પેશવા, મુબદોનાં મુબદ, દીન આગાહ દસ્તુર અને દાવરાન દાવર(૧), અમો કે જેઓનો તું દાદગરે દીનની રાહાનુમાઈ માટે સઉથી પેહેલા મરતબાનો અથોરનાન ટોલો બનાવી પવીતર હુબરજાએતી(૨) પાદાડ પરસતેસને માટે અમારે હવાલે કીધોછે, તે ટોળો તું રાહાબર ખુદાને આ નેક રોજે આ હદીઓ અરપણ કરેછે તે બાહાલ રાખ.

**અરજાસપ**—(મનસે) રાહાબર ખુદા! ખોદાને ભુલી માણસને ખોદા ગણવો એ શું?

**જમશેદ**—બુજરગ અકાબરો, તમારા કીમતી નજરાંનાને માટે હેશાનમંદ છઉં. દસતુર અને દાવરનો મરતબો મને અહોરમજદ તરફથી એનાએત થયેલોછે. તે દાદગરે મારી સાથ આદમ જાત વચે પેહેલ વેહેલી વાતચીત કીધીછે અને મને કહ્યુંછે કે વીવંઘામનાં છોકરા સુખવાસી યમો ખસાઘતે તું મારી બેહેતર દીનનો લઈ જનાર તથા ફેલાવો કરનાર થા. તારે મેં પાછો ઉતર વાલયો કે હું કમતરીન બંદો એ કામને એટલો બધો લાએક નથી(૩).

---

(૧) જમશેદ રોમનાં હાલનાં પોપની મીશાલે પાદશાહ અને વડો ગુરૂ એ બેહુ પદવી ધરાવતો હતો. (જુવો તવારીખે કદીમ ઇરાન.)

(૨) અલબરોજ પાહાડનું અવસતામાં જણાવેલું નામ.

(૩) જુવો વંદીદાદ, ફરગરદ ૨ જી.

તોપણ મેં તે દાદગર તરફની રાહા આશકારા કીધી, આ તનોમંદ દુનીઆને આબાદ કીધી અને મારૂં નામ અમર કરયુંછે.

**ગોશાજે**—(મનસે) પોતાને મોહોડે પાદશાહ એટલી વડાઈ કારે કરતો હતો !

**નકીબ**—નેગાહ રખો નેગાહા. રથેસતારાંન અનજુમનનાં બાહાદુર અકારોનાં શાહે જીહાંન જમશેદ જોગાં બાહાદુરી ભરેલાં નજરાંનાં ઉપર.

[રથેશતારનાં અકાબરો લડાએક અસબાબનું નજરાનું લાવેછે તેટલાં ગાએણ.

## ગાએણ.

### (જોગીયાની હોરી.)

"ઢાલ તલવારોસે ખેલુંગી હોરી"—એ રાહાપર.

ભલે લાવયા સુરા રથેસતારા,
સોગાદ અસબાબ લડાઇનાં નેયારા—ભલે.
છુરી કટારી ને બરછી ને ભાલા,
નેજા કમાન તીરવાળા,
દેવો દરૂજો ને દુશમનો ઢાળા,
કરતાં ભાજે કાલાવાળા—સોગાદ—ભલે.

**વડો રથેસતાર**—જાંહાંજોય, જાંહાં પેહેલવાંન, દેવ[illegible]ડીએલોનાં શુરા શપુત, યજદાંનથી ઉતરેલા સુરાઓનાં શાહા અને સ[illegible] અને સપેહસાલારોનાં ખોદાવંદ, તુંએ તારાં અપાર દાહાપણથી કરેલા ઈરાનવેજનાં સીપાહ બચાઓનાં રથેસતારાંન ટોળાનાં અમો નમ્બીરાઓ અમારા માનની ઇધાંની તરીકે આ નાચીજ પેશકશી રજુ કરીએ છઇએ તે બાહાલ રાખી અમારાં દીલ સાદમાંન કર.

**જમશેદ**—તમારી મોટી મેહેરબાંની થઇછે. હું ખુશી છઉં કે મારો બુલંદ મરતબો, અને મારો માણસ જાતથી ચહડતો દરજો તમો મારા વફાદાર બાહાદુરો સમજોછો. તમો જાણોછો કે મારા વડવા હુસંગે દેવોને એટલા દાબ તલે લીધા હતા કે તેમને લખવા વાંચવાનાં હોનરની હાંસલ કીધી હતી(૧) અને મારા મરહુમ કાકા તેહેમુરસે તીસ વરસ સુધી નાપાક અંઘેરેમેનીઓશને પોતાના કબજાનમાં લઇ તેના ઉપર સવારી કીધી હતી(૨). પણ આજે આ બરતર જીહાંનને હું પોકારતી જોઉં છઉં કે દેવો અને દુશમનજાદાઓને પરાગંદે કરવામાં રથેશતારાંનોના રથેસતાર જમશેદ જેવો કોઈ થયો નથી અને ફરી થનાર નથી.

---

(૧) શીરદોશી. (૨) જુવો રાંમઇઅસત.

**સઘલાઓ સાથે**—આફરીન—આફરીન.

**અરજાસપ**—(મનસે) નીકલ ઓ જીઆંગાર શરપ ખુસામત. તું ...
ફરેસતાઈ ખસલતનાં શાહાની નેકીને ખાલી અને ખુવાર કરશે.

**નકીબ**—નેગાહ રખો નેગાહ—અનજુમને વાશતરીઓસાનના ઉદીઓ
ગી અકાબરો ઉપર!

[વાસતરીઓસાંની અકાબરો તથા કારન ખુદરતી
પેદાસોનુ નજરાંણુ લઇ આવેછે તેટલાં.

## ગા એ ણ.

### રાગ ભેરવી.

"ના પેનુગી, ના પેનુગી, આસમાની ચુરીયાં"—એ રાહપર.

બાગબાંની, પાસબાંનીમા સમારી દુનીયાં,
વાસત્રીયોસાં વસાવે જાડપાંન મુળીયાં. બાગબાંની.
એડી ખીલાવેછે ખુદરતી એતી,
પેદાસોના પેશકશી માંન સાથ આંનીયાં. બાગબાંની.

[વડો વાસતરીઓસાંન બોલવા જાયછે તેવામાં જમશેદ
બોલીને તેને અચકાવેછે જેથી તે ચોંકેછે.

**જમશેદ**—અએ ઉદીઓગી અનજુમનનાં અકાબરો તમને જોવાથી
હું ખુશ છઉં. ...વાડીનો ખાલેશ હોનર મેં તમોને શીખાડેલોછે અને
તમો જે આ ખુશનામાં પેદાસ લાવયાછો તે મારી હીકમત, મારી કળા અ
ને મારી કાબેલીઅતનું ફળ છે. તે બારેહકતાળાએ મને કહયું હતું કે
"અએ વીવંઘાંમના છોકરા સુખી જમ તું મારી મીલકતોનો બચાવનાર તથા
આબાદ કરનાર અને બરદાસત લેનાર થજે." એમ કહી તે દાદગરે મને
સોનેરી તલવાર અને રૂપેરી હોળ અને જદાવદાર ઓજારો ભેટ કીધાં.(૧) તે
જાદુઈ ભરેલાં હથીઆરો જાંહાંખી મેં લગાડયાં તાંહાં આબાદી થઈ અને હું
તમારાંમાં સરવેથી ચહડતાં માંન, તથા દબદબાને લાએક થયો તથા આ તનો
મંદ અને તે મીનોઈ જીહાનમાં પજદાથી ચહડતો ખોદાયા ખોદાવંદનો મરત
બો મને મળયો.

**અરજાસપ**—(મનસે) અફસોસ! વાત બેહેકેછે—પાદશાહાનુ ભેજું હે
કારથી ફુલતું જાયછે. ઓ સાહેબ! એનું શેવટ શું આવશે?

**૧ વાસતરીઓસાંન**—આપણેતો અરજ કરવા આવેલા ને હું ઉભા
ઉભા જોયા હું કરો મારા ભાઈ?

**વડો વાસત૦**—પણ પાદશાહએ બોલવાજ નહી દીધા તે હું શું કરૂં?

---

(૧) વંદીદાદ, ફરગરદ ૨ જી.

**કારન**—પણ કાંહાં તમારૂં મોહોડું ધરવા ગીયા કે તમે **અટકી પડયા?** મોહોની? ઇએ ઇએ? અનજુમનને શું જવાબ દેહો? મોહોડું શું દેખાડશો? નામ લોકોથી ઉભાઈ આએલું તે કહોની કાંઈ નવી જગા કરી આપે.

**વડો વાસત૦**—હુંતો બા હવે નહી બોલું પાદશાહાની મરજી **નથી.**

**૧ વાસત૦**—અરે! રહયું—(કારનને) તું બોલ—તું બોલ ભાઇ—બોલી દે—અરેરે—બીહિ હાંનો? બોલની.

**કારન**—આશાહા સલામત— [તેવામાં નકીબ પોકારેછે.

**નકીબ**—નેગાહ રખો નેગાહા—હતોકશાંન અનજુમનનાં હીકમતી અકાબરો ઉપર. [અકાબરો હુનરનાં નમુનાઓ લાવેછે તેટલાં,

## ગા એ ણ.

### રા ગ દે શ.

"હો મોરા બાલમ હમસે લડેરે"—એ રાહ.

હો સારો એલમ તમને નમેરે,
તમને નમે, સારી જગસે જમેરે—હો સારો.

હતોકશાંની હીકમતો ભારી,
જારી કરી કારીગરી તમેરે—હો સારો.

**વડો હતોકશાંન**—ઓ જમીનનાં માલેક અને જમાનેકે શાહા—તું અમારો વાલી, અમારો મુરબી, અમારો સાહેબ છે. તું કારીગરોનાં કારીગરે તારી કામેલ કુદરતથી આ અંધકાર દુનીયામાં એલમની રોશની અને આ બંધી આર બંધાણમાં હોનરની કીલીદ અમોને બખશી બાલેશ ખુદરતનાં ભેદોને હોનરથી પીછાણવાને અમોને શક્તીવાન કીધા અને તું જીહાંદારની સરવે કળાનાં સરતાજ તરીકે તારાં આલીસાંન મકાનમાં આ જદાવદાર તખત અમારા ટોળા સોડે બનાવી તું નામવર તે ઉપર આસમાનપર ઉડવાને શક્તીવાંન થયો(૧). એવો તું ધંનવાંન, માંનવાંન, બળવાંન શાહા આસમાનનાં સેતારાઓપર સરદારી ધરાવનારો અને આફતાબ તથા માહાતાબને તારી મરજી મુજબ ચલાવનારો અમારે માથે કાએમ થજો, કેમકે તું આ તનોમંદ જીહાંનમાં અહોરમજદ પોતે છે. [નજરાનાં આગલ મેલેછે.

**અરજાસપ**—(મનસે) અવાબશે પશેમાંન—આ સઘલી ગુનાહા ભરેલી ખુસામતનો અંત આવશે કે નહી? [જમશેદ મુગો બેસી રેહેછે.

**વડો હતોકશાંન**—(બીજાને) આપણને કાંઈ જવાબ નહી મળયો.

---

(૧) ફીરદોશી.

**૨ હુતોકશાંન**—આપણા સુખનો સાંભલતાં વાર પાદશાહ બેચેન અને બેભાંન થયોછે અને કોઈ જુદાજ એખ્યાલમાં મશગુલ દીસેછે. જુવો એ નામુવરનો ચેહેરો જરદ થતો જાએછે. ચુપ—ચુપ—તે બોલેછે.

**જમશેદ**—હતોકશાંન ટોલાનાં વડા અકાબર!

**૧ હુતોકશાંન**—(બીજાને) અંતે આપણને જવાબ મળયો.

**જમશેદ**—તારાં કીમતી ભાશણનાં પાછલા શબ્દોએ મને વીચારનાં વમલમાં તણાતો મેળયોછે.

**વડો હુતોકશાંન**—જાંહાં પનાહા અગર મારા સુખનોથી તું જીહાંદારને કાંઈ બેજાલત, અપમાંન ઈચ્આ દુખ થયું હોયતો મારો તે અજીમ ગુનાહા જાણી લઈ તેની સજા તરીકે તું દાદગર ફરમાવે એટલા સરોશ ચરનનાં ફટકા ખાવાને મારી નાગી પણ નાતવાન પીઠ તારા હુકમ તલે તઈઆર થશે. ઈચ્આ તું ખાવીંદ ફરમાવેતો તારા માંન અને મરતબાને ખાતર આ મારી ચામડી ઉખેડી નાખી તથા ગરદન ઉડાવી નાખી મારા પાપી ધરને કુતરાં તથા વરુઓ વચે ખાવા નાખવાને હું ખુશી થવસ(૧).

**જમશેદ**—ના ના. તું બોજોરગને એટલો ઘબરાટ બતાવવાનો કસો શબબ નથી.- તું એ હમણા મને યજદ અને ખોદા કરી કહયો અને મારી તમામ ખલક પણ મને ખોદાઈ માન અને મરતબો આપેછે. પણ એ એખ્યાલે મારા મગજ અને [illegible]ાર વચે કોઇ ભેદ ભરયું તોફાંન અને લડાઈ ઉભી કીધીછે. કેમકે એક તરફથી મને એખ્યાલ જાયછે કે આ દુનીયામાં આદમ જાતને માટે મેં જે જે કીધુંછે તે કરવાને યજદો અને અમસાસપંદો અશકત છે અને તેથી યજદનો એલકાબ મને લાએક છે. પણ બીજી તરફથી મારું જીગર મને યાદ આપેછે કે આપણ સરવેને પેદાનો કરનાર પદરતો તે મીનોઇ જીહાનમાં પોતાના બંદાઓની એકસરખી નજરે બરદાસત અને દાદ લેતો બીરાજેછે.

**વડો હુતોકશાંન**—ઓ પદરે આલમ પનાહ તે બારે હકતાલા જમીન અને સાતે આસમાનો તથા કુલ જરૂઆને અકરનેનો પેદા કરનાર ધણી છે ખરો, પણ આ ઈરાનવેજની દુનીઆમાં તું દાદગર પણ તારી કામેલ કુદરતથી તે કરીમે કારસાજની બરોબરીએ પોંહોંતોછે એવું ચારે અનજુમન પોકારેછે.

**જમશેદ**—(મોટી ખુશાલીથી) આફરીન! મારી વફાદાર અને વાહાલી રઇએત મને પોતાનો ખોદા ગણે એથી વધારે ઉમેદ દીલ શી ચાહાશે? બસ હવે મારી ઉમેદોનો અંત આવયો, મારી ઈજત અને હોરમતનાં મેહેલનાં ઉંચામાં ઉંચા બુરજ સુધી હું ચહડયો. ઓ મારા સંભાલ તલે ઉઘારેલાં મારાં બચાંઓ નમો તમારા બાપને, પડો ગુઠણપર અને નમાવો તમારાં શર તમારો

(૧) વંદીદાદનાં જમાનામાં થતી શીખસા.

ખોદા જે તમારી સાંમે બેઠોછે તેના તરફ, કેમકે આ જીહાંનનું સુખ તમોને તેનાથી મળશુંછે અને પેલી જાંહાંનનાં બેહેસતનો મારગ તેણે તમોને બતાવયોછે.

[આખી મીજલશ નમેછે અને અરજાશપ, ગોરાજે, જામાશપ તથા થોડાંક આદમીઓ સીવાએ સઘલાઓ પાદશાહાનો નમશકાર કરેછે.

**કાકુલ**—(ગુડણપર પડીને) વાહા—વાહા—શુકર ! અંતે હું ખરો પડયો. મેં પેહેલેથી ધારયું હતું કે તું જમાનશાહા અમારો ખોદા છે અને આ ખલક તે વાતને ખરી પાડેછે. હવે બેવકુફ કોણ ? હું કે મને કેહેનારાઓ ?

**૧ અથરવ.**—જાંહાંપનાહા મારી અરજ—

**જમશેદ**—જાંહાંપનાહા ! ખોદા નહી ? એ કેવું અપમાંન ! કેશવાદ નખાવ એને બંદીખાંને.

[સીપાહીઓ તેને લઈ જાયછે.

**૧ ગરહસથ**—ચાલો દોસતો ચાલો, હવે હીઆં ઉભા રેહવાનો વખત નથી. થઈ ચુકું જમશેદે હેંકારીથી નેકી ઉપરથી સર ફેરવયું એટલે ઇરાંનવેજનો સેતારો ગરૂબ થયો.

**૨ ગરહસથ**—ચાલો આપણું હીઆં કામ નથી.

[તેઓ જતા રેહછે.

**૧ હુતોકશાંન**—દાદગર, અમો તારાં દીદાર જોવાના શુકરાંના કરીએ છઇએ.

**૧ રથેસતાર**—ખોદાવંદે આલમ તારા આસીરવાદ દે[illegible]

**દરબારીઓ**—(થોડાક જણ સાથે) જમશેદ હોરમજદ ! પાદશાહા હોરમજદ !

**જમશેદ**—કેમ ? હજી ઘણાંજણ મોહોડું જોયા કરેછે ? શું તેઓ મારો દરજો નથી માનતા ? શું પોતાનાં પદર, પાદશાહા અને ખોદાનો હુકમ નથી બજાવાનાં ?

[થોડાંક વધારે લોકો નમેછે ગોરાજે અને અરજાસપ ભરાતા ફરેછે.

**જામાસપ**—(મનસે) ઓ આફત ! આફત ! મારે સેતાબીથી જઈ મારી વાહાલી અરનવાજને આ દુખથી વાકેફ કરવી જોઇએ. [જતો રેહછે.

**જમશેદ**—કેમ મારો બંનેવી અને મારી બાજુ ગોરાજે કાંહાંછે?

**ગોરાજે**—હાજર છઉં બંદે નવાજ. તું મારો વાલી, મારો મુરબી, મારો સાહેબ, મારો સરદાર, મારો સરતાજ—

**જમશેદ**—અને તારો ખોદા ?

**ગોરાજે**—પાદશાહા એ જવાબ આપવા આગમચ મારી જુબાન કાપી નાખ, કે તું નામવરને નાપસંદ જવાબ એ જુબાંનથી અપાય નહી અને મને નાપસંદ વચન એ જુબાન ઓચરે નહી. અરે તું જેવા શાહે જીહાંનેજ મને એકજ ખોદાની પરસતેસ શીખાડેલી અને તુંનેજ હવે હું બીજો ખોદા કહી ગુનાહામાં કેમ ભરાઉં ? ઓ બુરો, બદતર જમાનો, શા વાસતે—

**જમશેદ**—વઝીર તારી આ બેઅંદાજ ભટાઇ બંધ કર. **અગરજો** તું મારો બરહક હુકમ નહી માનશેતો હું તુંને જંઝીરથી જકડી બંદમાં નખાવશ વાસ્તે કબુલ કર કે હું ખોદા છઉં.

**ગોશજે**—મારી મેલે બંદીખાને જવાને હું તઇઆર છઉં. મારી મેલે મારો જાંન કાહાડી આપવાને તઇઆર છઉં. મારી મેલે જુબાનને તોડીને ટુકડા કરી નાખવાને હું તઇઆર છઉં.

**જમશેદ**—કેશવાદ, આ ગુનેહગારને મારી આગળથી લઇ જા અને બંદીખાંને નાખ.

**ગોશજે**—(આકાશ તરફ જોઇને) એ પરવર—તારી યાદ અને તારી પનાહને ખાતર આ જુલમ ખમવાને હું ખુશી છઉં. જમશેદનાં રાજમાં જુલમ મુજપર વીતેછે. પણ મારા જુલમ કરતાં જમશેદનું ભેજું ગીઉં એ આખાં રાજપર જબરદસ્ત જુલમ વીતેછે.

[ચોકીદારો ગોશજેને પકડવા આવેછે, તેવામાં કારન વાસતરીઓસાં વચ્ચે પડી તે ચોકીદારને તોડી પાડેછે.

**કારન**—છોડ—મુજી ગોલાંમ—છોડ એને.

**કેસવાદ**—ખોદાવંદનો હુકમ માનવો જોઇએ.

[બીજા ચોકીદારો દોડી આવેછે.

**કારન**—જો ખોદાતો ઉપર બેઠોછે—તેનો હુકમ મારેબી માનવો જોઇએ.

**જમશેદ**—એ ચંડાલ બલવાખોરને પણ કેદ કરો.

[ચોકીદારો તેનેબી પકડેછે તેવામાં તેની નાહાની છોકરી ફરેની ચીસ પાડતી દોડી આવેછે.

**છોકરી**—અરે બાપ ! મારો બાપ ! એને કાંહાં લઇ જાયછ ? અરે પાદશાહા મારા બાપનો શું ગુનાહા ? તેને છોડ—મારે હવાલે કર.

[તખત આગલ ફસડાઇને રડી પડેછે.

**જમશેદ**—છોકરી, તારો બાપ અજીમ ગુનાહામાં ભરાયોછે. તે નહી છુટશે અને તે તુંને નહી મળશે.

**છોકરી**—પણ તારે હું તેને નહી છોડશ—હું તેને જઇ મલશ.

[પોતાનાં બાપને ગલે વલગેછે.

**જમશેદ**—એ મુજીઓ (કેદીઓને) ખોદાનો હુકમ તોડવાનું ફલ તમો તમારા કેદખાનામાં જોશો. દુર થાયો મારી નજર આગલથી.

**કારન**—પાદશાહા અમારો ધંધો ખુરજીગરનો છે. કુલે આલમનું પોશણ અમારા ધંધામાં છે અને અમે કોઇનીબી દરકાર રાખતાં શીખીયા નથી. તું મને કેદ મોકલેછે તેની મને ચીંતા નથી પણ આ પસુ બાલકને મજ સાથ આવવા દે.

[કારન, ફરેની તથા બીજા કેદીઓને લઇ જવામાં આવેછે.

**ઘણા લોકો સાથે**—જુલમ ! જુલમ ! જુલમ !

**જમશેદ**—એવા કોણછે કે આ મારી ખુશીની મીજલસમાં જુલમનો જંગલી અને શીહા પોકાર મારેછે. કેથવાદ આખી ઘડી તે તકસીરવારેનિ કેદ કર.

[સવારો લોકોને પકડવા જાયછે—તેઓ સામા થાયછે—બખેડો ઉઠેછે અને થોડાકો કેદ પકડાયછે.

**જમશેદ**—(ધભરાટથી) હાલતો આ દબદબા ભરેલી દરબારને હું બરખાસત કરૂંછું. હીઆંથી આપણુ પુરાતન પાએતખત બાખડી(૧) ખાતે કુચ કરીશું અને તાંહાં આ બાબત વીશે નવા બંદોબસત કાહાડીશું.

[ધભરાટમાં જાયછે.

[અરજાસપ ભરાયલો બાહાર આવેછે.

**અરજા૦**—અરે આ શું ગજબ? ઇરાનવેજની પવીતર પાદશાહાતપર આ શું આફત? કીઆં દેશને ચાહાનારા નરની છાતી આ દુખથી નહી ફાટે? ખુસામત ઓ! દેખાવે મધ પણ ખવાશે કાતેલ જેહેર! ઓ! માણસ જાતના પાપનું બાહેરથી સોભતું પણ અંદરથી સડેલું ફળ! ઓ! દુનીઆનાં ઠગારા! ઓ "મેકીનાં મીત"(૨) ખુસામત, તારૂં આ કારસતાંન, તારૂં આ પાપ, તારી આ બદી! તારૂં નામ ધરતીપરથી નાબુદ થજો—ખુસામતનાં નેહેસત કદમની નસલ નાં રેહતી! [લોકો અરજાસપ સામલ આવેછે.

**૧ રઈએત**—દસતુરાંન દસતુર આ શું આફત!

**૨ રઈએત**—આફત શું? ભેજું ફરી ગયું તાંહાં પછે [illegible] હયું?

**૩ રઈએત**—દાનાવ અરજાસપ, કાંઈ ઉપાય કરવા જોઇએ. તું નામવર ફરમાવે તેમ ચાલવાને અમે તઈઆર છઇએ.

**અરજાસપ**—પણ ઓ કમતાલેનાં લોકો, શાહાનું મગજ ફેરવનાર કોણ તે નો વીચાર કરો. તમે તમારી ખુશામતનાં જેહેરી પવણથી તેનાં હેંકારના આ તમને ઉસકેરયો. દરદીને અજાબ દેનારા દરદના કારણ તમે અને તમોથીજ તેના એલાજ થવાની આશા રાખવી ફોકટ છે.

**કેટલાક લોકો**—બરાબર છે, બરાબર છે, બધો આપણો વાંક છે.

**બીજાઓ**—પણ હવે ઓદાને વાસતે રસતો બતાવો.

**અરજાસપ**—હવેતો પાએતખત ખાતે જવા પછે જે બને તે ખરૂં. દરદીની હાલત એલાજની બાહાર અને આશાથી દુર મને લાગેછે, તોપણ પાદશાહાનાં મગજને ધીરજ અને દીલાસો આપવાને હું મારી કમશકતી પર માંણે બનતી કોશેશ કરશ. પણ યાદ રાખજો કે જો તમો ઉંધાં ભાએગનાઓ અકલ તથા ઉમેદને તારાજ કરી એક આદમીને ઓદા લેખે ગણવાનું જારી

---

(૧) બલખ શેહેરનું અવસતામાં જણાવેલું નામ.

(૨) હાંના સુર.

રાખશો તો તેમાં માણસ ઢોરની હાલતે મરી જવા સીવાએ બીજું કાંઈ શેવટ આવનાર નથી.

**ઘણા જણ સાથે**—ના—ના—જમશેદ ખોદા નથી—ખોદા એવો ગરૂર હોય? ખોદા એવો કરૂર હોય? કે પસુ બાલકને વટીક બંદીમાં નાખે. અમો જમશેદને ખોદા નહી પણ આદમી ગણીએ છઇએ અને તેને ખોદા ગણી એ માહા કીરતીવાન શાહાનાં હકમાં, અમારા પોતાના હકમાં તથા રાજનાં હકમાં નુકસાન કરી અહોરમજદને પોતાને અપમાન આપયું, માટે પશેમાંન થઈ અમે પસતાવો કરીએ છઇએ.

---

## પ્રવેશ ૨ જો.

### બલખ શેહેરનો એક રસતો.

થોડાક ખીદમતગારો માથાં ઉપર સીસા લઇને આવેછે તથા ગાયછે.

**લાવણી.**

"ફુલ[illegible] બરીજ કાલી નાગણ હમસે લડી"—એ રાહાપર.
ભુલ ભાંજીને ભલી સુધારી ભરમને ભેદ ભરી—ટેક.

ફુલ ફલાડીમાંથી શીખાડી રસ રંગની રીત ખરી,
કલ કલાથી ખોલી કુદરત ખલકતને ખુશ કરી,
મુલ રચનાથી રચ્યો સંસાર ને સાહેબ્બર સર ધરી,
ફુલ દુનીઆંની દાઝ દીલમાં જડીને—
અરે હાં દીલમાં જડી.

(ઝુલ ૧.)

જમશેદ જમાને જબર,
એલમનાં ગંજમાં ગબર,
ખોદાઇ બેલ ઝંધો ખબર.

(ઝુલ ૨.)

અલકુલ કુસલે સકલ અકલમાં પુર,
બલ બાહુરીમાં બલા સરીખું સુર,
દલ દેખાવ ને હોશાનમાં જીનતની હુર.
અરે હાં જીનતની હુર.

(ઝુલ ૩.)

હુર જીનતની નરી,
મોત ગયું પોત મરી,
દુખ દુખ દલદરી,
સુખ આવ્યું બ્હાર તરી,
અરે હાં આવયું બાહાર તરી.

ઝુલ ભાંજીને.

**૧ ખીદમત૦**—ચુપ, ચુપ, આપણો વડો ખાંનસમાન કાકુલ આવેછે.

**૨ ખીદમત૦**—ઓ—હો—એ ઈતરનું હાલું કાંહાંથી આવયું. વળી એ અધુરો ઘરો માથાફોડ કરશે. પાદશાહની સવારી ઘણી વેહેલા આવી ! અરે હવે એનાં કોડાં ને કોટક બેહુ ભોપજો હો. એનાં પુછડાંઓ સાથેજ છે.

**૩ ખીદમત૦**—જે પુછડાં હોય તે બદનથી છુટાં કેમ પડે ? વાંદરને એક પુછડું હોયછે, પણ આ આદમી રૂપી ખરા વાંદરનાં પુછડાં વધતાંજ જાયછે. સઘલા ભપકા છતાં એનું ભેજું ભુંજેલા પાપટ જેવું સુકું છે અને મગજ કરાકરી જેટલું કડક છે.

**૧ ખીદમત૦**—કેહેવત છે તે ખોટી નથી કે જારે ખુમાસ...ઓ ભેગા મળે તારે હેરેમન જમવા જાયછે(૧).

[કાકુલ, પશંગ અને બીજા બે દ...નો સાથ આવેછે.

**કાકુલ**—કેમ પોરીઆવો ? પાદશાહની રેફાકતમાં નોકર રહી હજી તમે હીઆંને હીઆં ફરતા ફરોછો ? કેટલો વાર થયો હું તમારા સરફરાજ સરદારે તમો નોકરોને હુકમ કીધો કે આ શરાબની ખુમોને ઠેકાણે પાડજો ? જાઓ અતર ઘડી તમારૂં કાલું કરો, નહીતો તમારી ગફલતથી કોઇનાં કીમતી જાંન જાશે. એ સીસાઓની અંદર પેહેલાં પાદશાહને માટે ભેટ આવેલી ફરમાસુ દરાખ ભરેલી હતી, પણ ગરમીમાં તે ગલાઇને તેનો આ લાલમ લાલ તેજી રસ બનયો છે, અને પાદશાહ જમશેદે પોતાનાં એલમથી શોધી કાહાડયુંછે કે એ ગલાયલો રસ છે તે જેહેરે કાતેલ છે, માટે કોઇ તેને ભુલમાં પી નહી જાય એટલા સારૂં તે ખોદાવંદે હુકમ કીધોછે કે એ સીસાઓ ઉપર જેહેર એવું નામ લખી તેઓને પાદશાહી દવાખાનાંની અભડાઈ ઉપર ચહડાવી મેલવા(૨). તમે હ

(૧) ડી પ્રોઓ.

(૨) એવી કથા ચાલેછે કે દારૂની શોધ પેહેલ વેહેલી પાદશાહ જમશેદના વખતમાં થઇ હતી. તેને માંટે ભેટ આવેલી કેટલીક તાજી દરાખો તેણે સીસામાં ભરીને જાલવી રખાવી હતી, તેનો ગલાઇને દારૂ બનયો હતો, તે રસને જમશેદે જેહેર સમજીને ઊંચો કરાવયો પણ એક દાહાડે જમશેદની એક ઓરતે ગુસામાં

જી સુધી હું નામવરનો હુકમ નહી બજાવયો એ મરદુમઆજારીનું કામ કીધુંછે અને તમોને મોતની સજા ઘટારત છે.

**૧ ખીદમત૦**—સાહેબ—

**કાકુલ**—સાહેબ ? કોણ સાહેબ ? કાંએ સાહેબ ? શું કેહોછો સાહેબ ? સઉ પોતાને ઘરનો સાહેબ, સાહેબ શું ? (અમલદારો તરફ ફરીને) ઘણું અ જાએબ સાહેબ.

**૨ ખીદમત૦**—(મનસે) અરે તારાં કલદગિરનાં કોકાંપર કાગડા બેસેરે.

**પશંગ**—બેવકુફો તમોને ખબર નથી કે નામવર કાકુલનો દરજો ઘણો વ ધયોછે. જાંહાંજોય જમશેદે ઓદાઈ દરજો હાંસલ કીધોછે એટલે તેનાં આ મા નવંત બેશી શાહાજાદા કાકુલને પાદશાહી દરજો મળયોછે, તારે તમો શું જોઈ ને એવનને સાહેબ કેહોછો ? જાંહાંપનાહ કેહેવું જોઇએ.

**ખીદમતગારો**—(ઢોંગ કરતા હોય તેમ ગુઢણપર પડીને) માફ કરો જાં હાંપનાહ.

**કાકુલ**—કેમ માફ કરાશે ? શું તમો નાદાંનો જાણતા નથી કે હું દુની આનાં તમો તમામ ચાકર લોકનો સરદાર છઉં ?

**૨ દોસત**—(મનસે) એટલું બધુ ? ચાકરોનો સરદાર એટલે વડો ચાકરજ.

**કાકુલ**—શું તમો મુરખો જાંણતા નથી કે જમશેદનો આખો ઘર ખટ લો હું ચલાઉં છઉં ?

**૨ દોસત**—(મનસે) ખટલાને ચલાવતો તું રહયો, પણ આઇનો ખટલો તુંને ચલાવસે. કાકુલ કડકની ચાલજ એવી કે ખટલાને બદલે ખાસડાં ખાયછે અને ખટલો ચલાવા કરતાં ખાટલો સેહેવવાને વધારે લાએક છે !

**કાકુલ**—વાસતે જાઓ અતરઘડી અને ફરીથી મારી આગળ બોલો તા રે વકુફ રાખીને બોલજો.

**૨ ખીદમત૦**—(મનસે) આ વકુફવાલું માણસ બોલયું !

**૧ ખીદમત૦**—(મનસે) તારા જેવા બેવકુફને ખાંણીપરામાં નાખીને બતાએ કરીને છુંદીએ કીઆ ઉખડાની અંદર નાખીને ચોખાની સાથે છરી એ તોખી તારી બેવકુફી જાય નહી. [ખીદમતગારો નમીને જાયછે.

**કાકુલ**—જુવો ખુમોમાંનું દરાખનું જેહેર સંભાલીને ઉંચું કરજો. કેમ દોસતો ? એ હલકા ચાકર આદમીને હંમેસ ખખરાવવા જોઇએ.

**૨ દોસત**—(મનસે) એતો તારૂં ખાલી મગજ ખાલી બીસાની મીશાળે ખખરયા કરેછે અને અધુરૂં ભેજું અધુરા ઘડાની મુવાફેક છલકાઈ જાયછે.

---

આવી આપઘાત કરવાનાં વીચારથી તે રસ પીધો અને તેની લેહેજત ઘણી સરસ લાગાથી દરરોજ પીતાં પીતાં સઘલો પી ગઈ. એ પછે જમશેદને ખબર થઇ અ ને એ રીતે દારૂની શોધ થઈ. (જુવો માલકમ કરૂત ઇરાનની તવારીખ.)

**પશંગ**—તો જાંહાંપનાહ. તમો નામવરોનાં નામવરની શી વાત થાય? એ લોકોને ખખરાવેલા નહી રાખોતો એઓ માથે ચહડી જાય.

**૨ દોસ્ત**—(મનસે) પણ પેહેલાં એનુ પોતાનું માંથું ચરી ગયું છે અને મગજે લોહી પણ ચહડી ગયું છે.

**૧ દોસ્ત**—અકસર કરીને હમણાં જારે તમો નામવરનો દરજો વધીને ઉંચી નોક ઉપર આવયોછે તારેતો જરા વધુ દમામ રાખવાની બસ જરૂરજ છે.

**કાકુલ**—અને બીજું એ કે મારો એટલો રોબ દેખી નહી શકાવાથી ઘણાં લોકો મને બેવકુફ ગણેછે, તેઓની મારે ખાતર કરવીછે કે તેઓ ધારે છે તેમ હું બેવકુફ નથી.

**૨ દોસ્ત**—(મનસે) બેવકુફતો ખરો, પણ લોકો ધારેછે તેમ બેવકુફ નથી!

**દોસ્તો સાથે**—શાહાજાદા કાકુલના દુશમનો ઉંધા પડજો.

**૨ દોસ્ત**—(મનસે) કાકુલનો બુરામા બુરો દુશમન કાકુલ પોતે છે.

**કાકુલ**—હું બેવકુફ નથી, પણ બીજાઓને બેવકુફ કરૂં તેવો છઉં.

**૨ દોસ્ત**—અરે જાંહાંપનાહ બેવકુફ શું. અવાખશે પસેમાન! જો રઈએત લોક પોતાનાં એક પાદશાહજાદાને બેવકુફ ગણે તો તે લોક પોતેજ બેવકુફ હોવા જોઇએ, કારણ કે દાનાવોની નશીએત છે કે પાદશાહો રઇએતના પદર અને શાહાજાદાઓ લોકના સરતાજ છે, અને એવા પદર અને સરતાજ બેવકુફ હોય તો તેમના ફરજંદ લોકો કેવાં વધારે બેવકુફ હોવાં જોઇએ!

**૧ લો દોસ્ત**—(બીજાને) અછી તાલ લગાવી દોસ્ત.

**કાકુલ**—અલબતાં એ લોકો જારે વધારે બેવકુફ છે, તારે તે લોકનાં કરતાં હું વધારે દાહાયો છઉં અને જારે મને બેવકુફ કેહેનારા ઘણા જણછે તારેતો હું ઘણાંક લોકોનાં કરતાં દાહાયો ઠરૂ છઉં.

**૨ જો દોસ્ત**—(મનસે) એ હીસાબે એને બેવકુફ કેહેનારાઓ જેમ વધતા જશે તેમ એ ખુશી થશે.

**કાકુલ**—દોસ્તો હું માગી લઉં છઉં કે મારો વધારે બચાવ કરવાની જરૂર નથી. જેઓ મને મુરખ ગણે તેમને બસ એટલુંજ કેહેજો કે હું મુરખતો મુરખ તોપણ પાદશાહી તોખમનો છઉં અને તેથી તે લોકોના કરતાં ચહડતો છઉં. આ બંદાના દુશમનો ધુલ ફાકશે ધુલ.

**૨ દોસ્ત**—(મનસે) એને કહીએકે એક આઇનાની સાંમે જઇને ઉભો રેહ અને તેમાં જે ધણી તુંને દેખાય તે તારો દુશમન.

**પશંગ**—જમશેદ પોતે તમો નામવરને કાંહાં ઓછું માન આપેછે?

**કાકુલ**—પણ હજીબી મારા મેહેરબાંનો મારૂં માંન તથા મરતબો વધારવા સારૂં મને તમારી ચાહાભરી મદદ જોઇએછે. યાદ રાખજો કે તમારાં હેશાંનનો બદલો હું ભુલયો નથી અને કદી ભુલશ પણ નહી.

**૩ અમલ૦**—(મનસે) અગર જો કોઈ દાહાડખી તું સાચુ બોલયો હોયતો તે આજે બોલયોછે. તું હેસાનનો બદલો નહી વાલે તારેજ તુંનેખી ખબર પડતો.

**દોસતો**—જાંહાંપનાહ તારી જનાબમાં જાવેદાન સુધી હાજર રહી તું નામવરની નોકરીમાં અમારાં તનોજાંનથી જીપલુ દેવાને અમે જીનહાર ભુલનાર નથી.

**કાકુલ**—તારે હવે તમો જાણોછો મારા રફીકો કે શાહા જમશેદને ઓદાઈ માન આપી ખુશામતથી ખુશી કરવામાં મારી બે મકસદ છે. એકતો મારો મરતબો વધારવાની છે કે જેમાં તમો સરવે દોસતો દીલોજાંની દેખાડોછો અને બીજુંતો પાદશાહની પરીચેહેરેની બેહેન અરનવાજને સેપેહસાલાર જામાસપને હાથ જતી અટકાવી મારે હાથ લેવાનીછે, કે જેમાં પેઆરા પશંગ તારી નેક ધણીઆંની હવોવી તેની સાહેલી હોવાથી મને ઘણી મદદ આપેછે.

**પશંગ**—હવોવી તું શાહાજાદાની બનતી ખીજમત બજાવાને ખુશી છે. શાહાજાદી અરનવાજની તે એટલી માનીતી છે કે શેઠાંણી અને બાંડી તરીકેનો કસો તરીકો ઈબ્બા તફાવત તેઓ વચે રહયો નથી અને જેમ એક પાકી દરાખનો વેળો પોતાનાં મીઠા રસના ભારે જુહુલાઈ પડવા છતાં માંડવાને છોડતો નથી, તેમ આ નાજનીન મોહોબતનાં ભારે મારી નેક ઓરત ઉપર જુહુલાઈ પડેછે પણ જુદાઈ પકડતી નથી. એ તક લઈ તમારી જોસભરી મોબતનું રસ ભરયું દાસતાન સહરાવેલા [illegible] તથા મસાલાના મખવાસ સાથ તે જીનતબખશના કાનમા ઉતારવાને હવોવી બનતી કોશેશ કરેછે અને તમારી મીઠી વાતોથી તેના કાન એટલા ભરાયાછે કે મારી હવોવી મને ખાનગી રીતથી કેહેછે કે જામાસપને એ બાનું એક વરનાં જેટલો ધીકારેછે, તેનુ નામ સાંભળી એક વાઘથી બીહીતી હોય તેમ બીહેછે, તું નામવરની ઉમેદે એ ગોલાબી ગાલોવાલી માશુકની ભુખ, ઉંઘ અને આસાએસને દુર કીધીછે અને રાતનાં ઉંઘમાં પણ કાકુલ, કાકુલ નામ પોકારેછે.

**૨ દોસત**—(મનસે) સોએ સો ટકા બાદ.

**કાકુલ**—(મોટા હરખથી) વાહાવા! વાહાવા! શાબાસ હવોવી! ખરૂં કહું છઉં દોસત કે એ શુંદર શાહાજાદી હું સરખા એક શાહાજાદાનેજ લાએક છે.

**૧ દોસત**—એક મુકીને હજાર વખત. કોણની માએ સુંથ ખાધીછે કે ના કેહે?

**કાકુલ**—હવે ચાલો મેહેરબાંનો—સાંજ પડવા આવીછે અને આપણે ધારેલા કાંમનો વખત થયોછે. મારી માશુક અરનવાજની બેહેનનાં ખાવીંદ ગોરાજેને પાદશાહે કેદ પકડવાની ખબર ઉપરથી હું મેહેલમાં એ શાહાજાદીઓ પાસે જાઉં તેઓને જંજાલમાં જોવા જવાને બદલે તેઓ મને જોય એમ જાઉં અને દીલાસો દેવાને બાંહાંને મારી મોબતની વાતો જાહેર કરૂં.

**૨ દોસ્ત**—(મનસે) શું ખુશ વધાઈ લઇને પોતાની માશુક પાસે જવા માગેછે ! કાંટા રોપવાથી ફુલ કેમ ઉગશે ? (૧) તેનું દીલ નહી કચવાતું હોશે તો કચવાશે !

**કાકુલ**—એ બાંહાને મારો ખુશનુમાં ચેહેરો, મારો મનમોહન આકાર, મારૂં સીધું કદ, મારૂં દેલાવર દીલ એ સંધું તેઓને જોવાને બની આવશે. અરનવાજની આંખો મારૂં રોશન હોશાંન જોવાથી છક થઈ જશે, કેવી તે તીકીતીકીને એકીટગરે મારી સોહાંમની સીકલ જોશે, કેવા મને સવાલપર સવાલો પુછશે, કેવંતડ્ં મહરાગાત ભરેલા જવાબો મોટી ફસાહત અને બલાગાતથી આપશ ! વાહા-વાહા ! (ખુબ હરખમાં આવી જાયછે) કાંઈ સેંકડો વખત અમો બંનેનાં દીદા મળયા હશે, પણ ખચીત મને બરાબર જોયલો નહી, બાકી જો ધેઆંનથી જોયો હતેતો મારા ઉપર તરતજ મોહી પડવા વગર રેહેતે નહી.

**૨ દોસ્ત**—નહીજતો વળી—તમો નામવરની જવામરદી આગલ જમાનો લજવાયછે અને ખુબસુરતી માહાતાબને જાંખ લગાડેછે. તમોને સેંકડો વખત જોવાથી તે તમારા ઉપર કુરબાંન નથી થઈ તે આજે એક વખત જોવાથી ખચીત થશે, (મનસે) એમ જાણુ કે તરત ! [તે જાયછે.

**કાકુલ**—ચાલો મેહેરબાંનો, મારી નેક નેમ તરફ તમો એંચાયેલા રેહેશો, એવી તું પુર ઇતબારથી ખાતર ખાહી રાખું છઉં.

**પશંગ**—ખાતર ખાહી ! ખાહીતો સારી ખણાઈછે અને તેમાં ગંધાતું ખાતરજ ભરેલુંછે.

**૧ દોસ્ત**—આપરા બાપનું શું જાયછે ? એ આપણને પઇસા આપેછે એટલે આપણે રાજી રહીએછે અને એને ગમેછે તેવી આપણે સલાહા આપીએ છઇએ એટલે એબી રાજી રેહેછે. જરથી આપણને ભરપુર કરવાનું એનું કામ સેહેલ છે, ખુસામતથી એને ભારી કરવાનું આપણું કામ સેહેલ છે અને ખરી તારીફ કરવાનાં કરતાં ઓટી ખુસામત કરવાનું વધારે સવલ થઈ પડેછે.

**૨ દોસ્ત**—જાંહાંસુધી એની સોનાંની સાંકળ આપણા લોખંડનાં દીલને બાંધી રાખેછે, તાંહાંસુધી આપણ પોતાની મેળે એની નેક નેમ તરફ એંચાયલા છઇએ ! [તેઓ જાયછે.

---

(૧) ફારસી કેહેવત પોથી.

## પ્રવેશ ૩ જો.

### બલખ—પાદશાહનાં મેહેલની એક ગાલેરી.

અરનવાજ અને જામાસપ વાત કરતાં આવેછે.

**જામાસપ**—મારી દોરરે તાજ અરનવાજ આવા નેક રોજે તું આ વાસતે પુશાલીની પાનમાં ગમીની શીહાઈ રેડછે ? તું જેવી દીલકશ દીલદારનાં આ તાજા રોપ્પશારને આંખોનાં આબથી ઓર કરમાતા જોઉં છઉં, તારે મારી આ બાહાદુર છાતી હાય મારેછે.

**અરનવાજ**—મારા ગમપ્પાર દીલનાં દીપતા ચેરાગ. તુંપર હું પરવાના મીશાલે દેવાની બની છઉં, પણ જેમ ગરમી ગરમાને અને સરદી સરદીને મારે છે, જેમ એક દુખ બીજા દુખને વીસરવેછે તેમ જમશેદનાં હેંકારનાં દેવાનાપણાંએ તું તેહેમતન ઉપરની મોહોબતનાં મારાં દેવાનાપણાંને વીસરાવયુંછે.

**જામાસપ**—હા ! કેવું દામાદોલ દીલ ! અરે કેવો હું ભુલેલો ભાલો !

**અરન૦**—કેમ જીગર ? આ નીશાશ મુકવાની શી જરૂર ? મારા કીઆ શુખનોથી તું દુખી થયો ?

**જામાસપ**.—તારાજ કેહેવા પરમાણે જમશેદનાં દેવાનાપણાંએ તારી આ બતને વીસરાવ્યાં છે. તું કાચી કલીની કેવી કાચી મોબત ?

**અરન૦**—નહી, ઓ જાંહાં પેહેલવાંન હું એમ ઓછી નથી. જમશેદનાં ઘેલાપણાં આગળ મારી મોબતનું ઘેલાપણું હું ભુલી ગઈ છઉં, પણ તારી ખુદ મોબ્બતને મેં છોડી નથી. એક આતશ બીજા આતશને મારેછે, એક પાણી બીજાં પાણીની પીછાંણ નાબુદ કરેછે તેમ એક દેવાનાપણાંએ મારાં દેલમાં બીજા દેવાનાપણાંને દુબાડયુંછે.

**જામાસપ**—અને તેમજ એક મોબત તારાં દીલમાં બીજી મોબતને પણ વીસરાવે ખરી.

**અરન૦**—નહી ઓ બાહાદુર જામાસપ એમ નાં બોલ. મારી મોબતમાં એ કાયદો લાગુ પડતો નથી કેમકે એક મોબતને વીસરાવે એવી બીજી મોબત જ નથી. ખોદા એક, બાપ એક, અને મોબતપી એકજ હોયછે. જામાસપ, તારા આ સુખનો મારૂં સઉથી મોટું દુખ છે.

**જામાસપ**—તારેતો મારી ગુલફામ હું ઓર ખુશી છઉં, કે મારા વેહેમનાં સુખનોએ તુંને એટલી દુખી કીધીછે.

**અરન૦**—જામાસપ ! જામાસપ ! આજે તું એટલો બદલાયલો કેમ ? તારા સુખનોથી હું દુખી થાઉં તો તું ખુશી થાયછે ?

**જામાસપ**—હા ! પણ તે તું પરીજાદને ખાતરજ. તારાજ કેહેવા પરમાં ણે એક દુખ બીજા દુખને વીસરાવેછે. જમશેદનું મગજ હેંકારથી ફરી જવા ની ખબર મેં તુંને પોંહોંચાડી તેથી તું દુખી થઈ, પણ તે દુખ મારા વેહેમની વમાસણ મેં જાહેર કરવાનાં દુખથી હવે તું ભુલી જશે. એ કેવું ખુશી ભરયુંછે !

**અરન૦**—પણ તારા તે વેહેમનું દરામણું દુખ કેમ ભુલાશે !

**જામાસપ**—સેહેલમાં અને તે એટલુંજ કેહેવાથી કે મને તું ગુલે રોખ શાર ઉપર વેહેમનો એક કતરોબી નથી. તું મારા હઈડાંની હાર, મારી મોબ તની મુરતી બલ્કે હું પોતે તે તુંછે. અરનવાજ (તેને બોસો લઇને) તારૂં એ ક દુખ વીસરાવા મેં મેં બીજું દુખ દીધું, અને બીજાં દુખને આ મોબ તનાં સુખે તું એ દીલમાંથી વોઈ કાહાડયું તો ચાલ ઉઠ, હવે ખુશી થા, તારા માહાતાબી મુખરાને રોશન કર, તારા સોહામનાં શરીરને સોલેસણગારથી બનબનાવીને આ દીપતા મેહેલને વધારે દીપાવ. આ ખુશીને રોજે ગમીનો પોશાક નહી છાજે.

**અરન૦**—તેમજ ગમીને હીગામ ખુશીનો લેબાશ પણ નહી છાજે. જા માસપ, પોતાના બદનને બાહેરથી તેજ ઘણી ઘણું સણગારેછે, કે જેને અંદ રખાંનેથી સણગારેલું નહી હોય. પોતાની સોભાને સારૂં હોનરની મદદ તેજ ઘણી લીએ કે જેની સોભામાં ખુદરતની મદદ નહી હોય.

**જામાસપ**—સદકે થાઉં તારા શુખનો ઉપર. કો[illegible] બોલવું વજુ દ તારેજ પાંમે કે જે ચીજની અજમાશથી તે પાકેલો હોય તેજ ચીજ વીશે મ ત આપે. ખુબસુરતી વીશે તારા આ બેઆલી ગહવેરો તારાં ખુબસુરત મુખ રે બાહાર પડવાથી તેમની વધારે કીમત પોસાયછે, કેમકે જેબાએશ અને ખુબસુરતીનાં બાબમાં તું પીરોજમંદ અજમાશનો એક કોટ છે—

**અરન૦**—જેના ફરતા મધના તલાવમાંથી મોબતનાં મીઠા ગોટ પીવાને હું ભુખી છઉં. બોદા, તે ઉમેદ કારે પાર પાડશે. જામાસપ આપણી સાદીમાં ઢીલ સા વાસતે જોઇએ.

**જામાસપ**—તારા બીરાદર જમશેદનાં રાજનો હાલનો ચુથારો મટવા દે અને રાજની સેવાથી ફારગ થતાંવાર તરતજ આપણ પોતાની શેવા કરીશું.

**અરન૦**—અરે પણ જાંહ જમશેદનું મગજ ચુથાયું તો રાજનો ચુથારો કેમ તલશે ! ઓ બોદા, મારી ઉમેદોનો શું નાશ થશે !

[શેહેરનવાજ જોસમાં આવેછે.

**શેહેરનવાજ**—અરે મુઈ મુઈ હું અરનવાજ, જામાસપ આપણાં નસીબ ફુટાં, ફુટાં, ફુટાં.

**અરન૦**—શુંછે મારી ચશમોનાં ગોહેર, બેહેન શેહેરનવાજ વળી કાંઈ બુરી ખબર ?

**શેહેર૦—અરે** બરગસ્તહ દાહાડે, બદબખ્ત જમાંનાએ બુરીજ ખબરના પેગામ સાંભળવાની સરજત લખીછે. મારા વાહાલા, પણ બંદીમાં પડેલા ગોરાજે તરફથી હમણાજ એક કાસદ આવી ગયો તેને મોહોડે ગોરાજે ઉપર કેદખાંને પડતા સેતમનું બેઆન આ કાંન કેમ ખમી શકે. તેણે કહયુંછે કે આખુ બંદીખાંનું કેદીઓથી ઉભાઈ ગયુંછે, તમામ કેદી લોક નારાજ અને બેદીલ થઈ બેડી તોડી અને જંજીરથી ખલાસી પામી રાજની સાંમે બલવો કરવાને ઉસકેરાયાછે.

**અરનવાજ**—ઓ! દીવાનાં જમશેદ! જમાંનો તુંપર સાવાસતે રૂઠયો. અરે! આપણું શું થશે! આપણા મેહેલ, એશ, આરામ, મોહોબત, માયાનું શું થશે?

**શેહેર૦**—ઓ મારા જાંન અને તંન ગોરાજે તું કેવી માહિતમમાં પડયો હશે! અરે આ ખુશનુદી ભરેલાં મકાનને માહેતમસરા કરવાનો બુરો વખત આવયો!

**જામાસપ**—નેક શાહાજાદીઓ અગર જો નસીબનાં લેખ આપણી વીરૂધ હશે તો કસી તદબીર તકદીરની આગળ ચાલનાર નથી. તોપણ તમો તે બારેહકતાલા ઉપર ઇતબાર રાખો અને ધીરજ ધરો. ઓ જુઓ! બોજોરગ અરજાસપ [illegible]ધા ભાએગનાં પાદશાહાને સમજાવતો હીઆં લાવેછે. એ દસતુરાંન દસ[illegible]ક શુખનો અને ફસાહત ભરેલી ફુસલવની જમશેદને જીતશે.

**શેહેર૦**—ખોદા કરેને તેમ થાય! અરજાસપની આજીજીઓમાં આપણે આપણી મીનતજારીને વધારશું. [જમશેદ અને અરજાસપ આવેછે.

**જમશેદ**—(ઘણાં જુસાથી) શું? હું ખોદા નથી? શું હું જીહાંનને પેદાનો કરનાર નથી? શું કુલ દુનીઆને રોશની અને નુરનો બખશનાર નથી? શું આ ધરતી, આ ભવ, આ સંસાર, સઉ મારેથી નથી? શું કુલે આદમજાતની રાહાત અને રામશની, સુખ અને મોજ, એશ અને આરામ મારેથી નથી? શું મેં દુનીયા વસાવી નથી? મેં હોનરો શીખાડયા નથી? મેં એલમની હાંસલ કીધી નથી? મેં માજદીઅસની દીન રોશન કીધી નથી? મેં દુખ અને ગરીબાઇને હાંકી કાહાડી નથી? મેં માંદ અને મોતનો નાશ કીધો નથી? અરજાસપ, તું શું બોલેછે? તારૂં ભેજું ઠેકાંણેછે કે?

**અરજા૦**—કદાચ ઠેકાંણે નહીબી હોય અને હું ખરાં જીગરથી ચાહુંછઉં કે તે ઠેકાણે નહી હોય અને તે ઠેકાંણે નથી એવું હું જાંણું, કે પછે જેમ ઠેકાંણા વગરનાં ભેજાંઓ તું યજદાંસનાશ શાહાને ખોદાઈ માન અને મરતબો આપવાને ખુશી છે તેમ હુંબી તું ખાવીંદનાં દરએક બોલને કસી મારી તકસીર ગણાવા વગર બાહાલ રાખું. અરે! જાંહાંજોય જમશેદનું ભેજું સાબુત રહી, મારૂંજ કાંએ નહી ફાટી ગયુ!

**જમશેદ**—જેમ કમલાની ચશમે તમામ વસતુ પીલી દેખાય તેમ તું તારાં દેવાનાં "મગજની આંખે" બીજાઓને દેવાનાં જુવેછે. એ વાત ખરીછે કે?

**અરજા૦**—જો હું દેવાનોજ હોઉં તો કહું કે ખરી છે. "એક મુરખ અને દેવાનાં વચે તફાવત એટલોજ છે કે પેહેલો જારે ગેરવાજબી દલીલો ઉપરથી વાજબી સાર કાહાડવા જાયછે, તારે બીજો વાજબી દલીલો ઉપરથી ગેરવાજબી સાર કાહાડેછે."(૧) તું નામવરે બતાવેલી દલીલ વાજબી છે. પણ તેનો ગેરવાજબી સાર મુજ પાસ કહડાવેછે, જેની આગમચ મારે દેવાંનો થવું જોઇએ અને તેવો સાર નહી કાહાડું તાંહાંસુધી મારૂં કમીનું મગજ કમબખતીનું મારવું ઠેકાંણે હોવું જોઇએ.

**જમશેદ**—તે મગજ ઠેકાંણે હોવામાં તું કમબખતી વીચારે એજ તારા દેવાનાપણાંની નીશાણ છે.

**અરજા૦**—પણ એ ઓજશતે બશાલ પાદશાહ એ મારી હાલત તારે ખાતર હું ચાહું છઉં. હું એક મીસકીન, નાતવાંન, તારી રેહેમ અને બખશેશથી પલાયલો બંદો છઉં, વાસતે હું ઇઆ મારા જેવા હજારો કમીનાં બંદાઓ અકલ ગુમાવે અને તું જેવો કુલ મુલક અને ખલકનો બાપ તમામ હોશ અને બુધી ઠેકાંણે રાખે એ અકલને પેશ પડતું છે. ઓ મુરબી તું મારા રાસત સુખનો ઉપર નારાજ થઇ ડોકું નો હીલવ, પણ જારે તાજ અને તખતનાં ધણીને મનશે હું દેવાંનોજ છઉં તારેતો મારા સર [illegible] નાનાં બે શુખનોને માફ કર. [જમશેદ ચુપ થઇ ઉભો રેહછે.

**જામાસપ**—(મનસે) એનાં દેમાગનાં દાઘ ઉપર આ શીખામણનાં ઘીમાં ઝહરાની અસર થવા માંડી હો!

**જમશેદ**—બોલ. તું જેબી કેહે તે સાંભળવાને હું તઇઆર છઉં. (અરજાસપ ચુપ થઇને ઉભો રેહેછે) ચુપ થઇને સા વાસતે ઉભો રહયોછે? તું શું વીચાર કરેછે?

**અરજા૦**—મારો વીચાર અને અંદેશો એટલોજ છે કે આલમનાં આલેમ યમ રાજાની જેબ અને જીનત ગોયા જવા માંગતી હોય, તેની બુજરગી, દાનાઇ અને તવાનાઇ જાણે તેને છોડવા ચાહાતી હોય, અને તેનાં રોશન દીદારની પોહોલી પેશાની ઉપરની નુરાંની કમાનને આડ કાંઇ ઓથો આવતો હોય એવો હીગામ મને નજદીક દીસેછે. [ચુપ થઇને ઉભો રેહછે.

**જમશેદ**—બોજોરગ અરજાસપ, તારા અજમાશથી પાકેલા ચેહેરા ઉપર હું ખરાં દુખ અને દરદની નીશાંણ જોઉં છઉં. આ તનોમંદ દુનીઆંમાં મેં મારા અકસીર એલાજોથી તમામ દરદને હાંકી કાહાડેલુંછે, તારે તું મારો

---

(૧) લાક.

દસ્તુરાન દસ્તુર દરદે દુખી થાય એ હું જોઈ શકતો નથી. બોલ જલદી તારૂં ખાલિસ દીલ બોલું અને ખાલી કર અને હું દરએક દરોસત એલાજ કરવા ને કબુલાત આપું છઉં.

**અરજાo**—શું ઇરાન, અનઇરાનના શાહાઓના શાહા,
બળવંત જેની બાજુ ને બુલંદ ધજા.
આ "એરેદવો દરફ્શામ"(૨) પાએતખતના પદર,
દુનીયાનાં પએમબર આદમીના રાહાબર.
પોંહોંચાડયા હમને તેં ખોદાના કલામ,
શીખાડયાં હમને તુંએ દાદગરના નામ.
બખશયું જેણે આબ, આતશ, ને હવા,
આદમીએતી સુખ—અને દુખની દવા.
જારી કીધી જીંદગીના ચેરાગની જોત,
કાયા કીધી કાએમ મારી નાખી મોત.
તે પાસબાંન પરવરની યાદ અને દાદ,
દેખાડી તુંએ ઓ પાદશાહ પાકજાદ.
એબાદત, આરાધના, નમાની નીમાંજ,
શીખાડીછે તુંએ, શાહોના સરતાજ.
બીરં જાંણેછે, માંનેછે ખોદા ખુદ એક,
જણાવયું જે જીહાંનને વીચારથી વીવેક.
પણ હવે જણાવેછે મનાવેછે જુદું,
દાંનાઇનો ડુંગર તે વીચારેછે ભુડું.
રાસતીનો ખાવીંદ, કલામ તેના સોસત,
ઓચરે એકીનથી ગણાય કેમ દરોસત ?

[ જમશેદ વીચારમાં ઉભો રેહેછે.

**અરનo**—( જામાશપને ) શીખામણનો જે પેહેલાં ઝહરો હતો તેનો હવે મોટો ઘાત થયોછે અને એવાં જોસથી ધસયો જાયછે કે દીલ માહેલો સઘળો મેલ એ ઘાતથી ધોવાઈ જાયછે.

**શેહેરo**—હવે હું જઇને જમશેદના પગપર માંથું પટકું અને મારા ધણીનો છુટકારો ચાહું.

**અરનo**—નહી વાહાલી બેહેન જરા સબુર કર, હજી રોગનો પીલો નીકલયો નથી.

---

(૨) "બુલંદ વાવટાવાલું." બલખનાં પાએતખતનો અવસતામાં જણાવેલો એતાબ. જુવો વંદીદાદ પરગરદ ૨ જી.

**જમશેદ**—અરજાસપ, તું મારી મકસદે બરાબર પોહોંચ્યો નથી. મેં કુલ કુદરતનો ખોદા થવા માગયું નથી. મેં આ જીહાંનનું ભલું કીધુંછે અને તેના બદલામાં માતર જીહાંનના ખોદા ગણાવાની ખાહેશ કીધી.

**અરજા૦**— તું રાસત કરી માન એ જમાંને જમશેદ,
પામયોછું પુરા તારા ભરમ ને ભેદ.
સાબલ દલીલ એક, અએ ખુબીવંત પદર,
ખોદા કોણ તે યાદ કર દાવરે દાવર.
પેદાનો કરનાર જે પાક પરવરદેગાર,
હમેશગીની હસતીનો પરવરતાવનાર.
જે છે બેકીનાર, નહી જેહનો વીસતાર,
તેજ ખરો ખોદા છે, સઉનો કીરતાર.
ખોદા કરે પેદા, આદમથી નહી થાય,
પેદા થયલી ચીજથી પેદાસ કેમ કરાય ?
એક ઘાસનું તનખું, એક અનાજનો કનસ,
જો પેદા કરે આદમ તો ખોદા હું ગણુશ.
પણ કાંહાંછે તે શકતી વીચાર શાહે જીહાં[illegible]
વળી સુન બીજી દલીલ દઈ પુરા કા[illegible]
ખોદા પડયો પોતે પોતાથીજ પેદા,
પણ જમશેદને તો પેદા કરનારછે ખોદા.
તે ખરો ખોદા છે, સઉ બંદા તેના,
આદમ જો ખોદા, તો ખોદા થાય ઘણા.
જમશેદ તે જમશેદજ, તે હોરમજદ કેહેવાય ?
બાપનો બેટો બાપનો બાપ કેમ ગણાય ?
વળી કર એક તરીજી વાતનો વીચાર,
કે ખુદાવંદ ખરોતો છે નીરઆકાર.
ન કોઇએ દીઠો તેનો ચેહેરો ઇઆ રૂપ,
ખોદાતો ગણાયછે એક ખેઆલી રૂહ.
પણ જમશેદનોછે આકાર, ને તંન અને જાંન,
મટોડીનું માણસ નહી ખોદા સમાન.
અગરજો મોત બુજવે જીંદગીની આગ,
તો બુજાય તું શાહ પોતે, ઇરાનનો ચેરાગ.
ખોદા છે અમર, આદમતો ખાકી,
જીવ પડે જુદો, મટ્ટી રેહ બાકી,

એવા ફાંની ગણુજે તું નામવરના હાલ,
તો ખોદા કેમ ઠરે, કર પોતેજ ખ્યાલ ?
વળી કાંહાં છે જમશેદમાં એવી તાકાત,
કે કોઈ જગથી પોતાને ન રાખે બકાત ?
ખોદાતાલા છે સરવેગમ　હાજર,
જમશેદની નહી પોંહોંચે એક મંજલની નજર.
અલબરોજપર હતો તારે નહી હતો હીઆં,
હીઆં પધારયો તો ગેરહાજર તાંહાં.
અફસોસ ! માણસ પોકારે પોતાને ખોદા,
તો ખુદ ખોદા પોકારે તોબાહ ! તોબાહ ! તોબાહ !

**શેહેર૦**—(રડતી દોડી આવીને જમશેદના પગપર પડેછે) ઈનસાફ ! ઓ ઈનસાફના પાહાડ તુંએ ગેરઈનસાફ કીધોછે, તેનો ઈનસાફ આપ.

**અરનં૦**—(બીજી બાજુએથી દોડી આવીને) દયા ! ઓ દયાના દરીયાવ, તું નીરદય થયોછે, તેપર દયા કર.

**જામાસપ**—(તરીજી ગમથી) રાસતી ! ઓ રાસતીના ખાવીંદ, તુંએ રાસતીને તે. ફાસતી એખતીઆર કીધીછે તે રાસતીને પાછી રોશન કર.

**અરજા**—(ચોથી ગમથી) દાનાઇ ! ઓ દાનાઈના બાપ, દુનીઆંની દાનાઈસે દુશમ[illegible] થાયછે તેને દુર કર.

**શેહેર૦**—(તેના ગળાં ઉપર ટીંગાઈને) ઓ બાપને તોલના બીરાદર તારા બીરાદરને તોલના મારા ખાવાંદને છુટો કર. અરે ! ગોરાજેને કેદખાંને થી છોંડવ.

**અરજા૦**—પાદશાહા તું નામવર વખશુરેવખશુરાંન અને આલેમ અકલનો શાહ છે અને અમોતો તારા કમીના નોકરો તારી કદમબોશી કરીએ છઈએ, વાસતે દરીઆફત કર ઓ મેહેરબાંને મન કે આદમ માતર ખામીથી ખાલી નથી અને આપણી પોતાની ખાંમી આપણને દીસતી નથી, પણ આ બે ખુશ ચેહેર પરીઓ તારી સુરતની નકલ અને તારા ચેહેરાનો આઈનો છે, તેમાં તું જોકે તેઓ તું નામવરની પરેશાંનીનો ખરો ચીતાર આપેછે કે નહી. કોણ જાંણતું હતું કે શાહ જમશેદ જુલમાત ભરેલા હુકમો કાહાડશે અને કોણ જાંણતું કે તે હુકમની વીરૂધ સલાહાને ખાતર મજ સરીખા એક જઈફને કેદખાંનાની ધમકી આપશે ?

**શેહેર૦**—કોણ જાંણતું હતું કે પાદશાહ જમશેદ પોતાની બાજુ સરખા બનેવીને કેદ કરશે અને પોતાની બેહેનના ચેહેરાની ચામડી ઉપર ગમ તથા હાએ અફસોસની કરચલીઓ ચહડવા દેશે ?

**અરનo**—કોણ જાંણતું હતું કે પાદશાહ જમશેદ એક ગરીબ ગામડીયાના પશુ બાલકને બેડીમાં બંધ કરશે અને બંદીખાંનાને બંદીવાંનોથી બનબનાવી મેળશે ?

**જામાસપ**—કોણ જાંણતું હતું કે પાદશાહા જમશેદ "મારી દીપતી દરબારને દીપાવનારા દરબારીઓ તથા મારી સોભતી સેનાને સણગારના સેનાપતીઓ" એવા સહરાગાતના શુખ્નોને બદલે સરદારો અને દરબારીઓ એટલાજ ટુકા અને તોછડા બોલોથી નોરોજની વાઆજ ટુકમાં પતાવશે અને કોણ જાંણતું હતું કે પાદશાહ નજરાંના લેવાને પેહલાં ના પાડી પછે હા કેહેશે અને તારે ** અકાબરો ભાશણ કરતા, તથા અરજદારો અરજી કરતા અટકી જશે ?

**જમશેદ**—શું ? ખરેખર એમ બનયું ?

**અરજાo**—એથી વધારે બનયું અને તું નામવરના બેભાનપણામાં બ[ન]યું. બંદીખાંનામાં બએડાના બેદીલપણાનું બળતું બલવા તલક આવયુંછે અને આ ઉંચા વાવટાવાળાં શેહેરની રઈએત નારાજ થતી ચાલીછે.

**જમશેદ**—હું તો તદન ધભરાટમાં આવી પડયો છઉં. પણ રઈએત પોતે મને ખોદા ગણેછે તારે હું તે માન કેમ ના પાડું અને મારા પોતાના અતલગીઆઓ તે નાં પાડે તે હું કેમ જોઈ શકું ?

**અરજાo**—એબી બાલી ખુસામતનો એક એઆ[ઇ]બ છે. પણ હોરમજદ ! જમશેદને એ ખરાબીભરેલા બાબમાંથી બલાસ અને બીદાર કર. મુનજમો પોતાના નજુમના જોરે કેહેછે કે એક જીયાંગાર અજદા ફરિાનવેજને અજાબ દેવા સારૂ પેદા પડશે, અને શાહા જમશેદની હઈઆતી જે ખુસામતનાં પડ તલે લપેટાતી જાયછે,,તે આ અજદાહ છે કે શું તેની સમજ પડતી નથી. અરે ! ખુસાંમત એક ઠગારી ચારણી છે, કે જેમાંથી પાદસાહાઓનાં વીચારો ગલાઈને બાહાર આવેછે, પણ તે સવછ અને નીતરા થવાને બદલે ખુદ તે ચારણીનાં ચામડાની ગલીચીથી વધારે ગદલા થઈને ગલાયછે. પાલેલો કુતરો પગ કરડે તે એ ખુસાંમત છે, વખાણી બીચડી દાંતે વલગે તે એ ખુસામત છે, વાસતે મને પોકારવા દેઓ કે "ઓ ખોદા ! જંગલી જીવજંતોમાં તું મને એક જુલમગાર પાદશાહાથી બચાવજે અને પાલેલાં જીવજંતોમાં તું મને એક ખુસામતીઆથી બચાવજે."(૧)

**જમશેદ**—અરે ! રે ! રે ! રે ! મેં આ શું કીધું ? મારા મેહેરબાંનો અબી ઘડી તમો મને એકલો મેલો. તમારી દીલસોજ શીખામણથી મારૂં મગજ ફરવા લાગ્યુંછે અને તે ઉપર મારે એક ચીત અને ધેઆનથી ઘોર કર

(૧) જાનસન.

વો જોઈએછે. વાસતે મને છોડી જાઓ. તેટલાં અરજાસપ તું મેહેલમાં એક મીજલશ સમાર કે જાંહાં હાજર થઈ મારા એકાંત વીચારનું પરીનામ પશેમાં ન હું જાહેર કરશ અને કદાચ તમામ કેદીઓને છુટાપણું આપસ. મારી દીલ બેહેલવનારી બેહેનો આજની મીજલશમાં તમો પણ શુંદર અને ખુશાલીનાં લેબાશમાં હાજર થજો. બાહાદુર જામાશપ, એઓને તારા સંભાલ તલે લઈ આવજે. અરજાસપ હું ચાહુ છઉં કે તારી ભલી કોશેશથી મારૂં પાપ ધોવાય, કેમકે ખરો રાહાબર અને રાહાનુમાં અથોરનાન તું છે, અને જલજો તે મુબ દ કે જે તારા સરખો રાસત અને નેક નહી હોય, ધુલ પડજો, ભટ પડજો તે દસતુરની જીંદગી કે જે દીનદારીનાં પોતાનાં દોલને તારા જેવી આપએખતી આરી અને તારાજેવાં દેશહીતકારી પણાંથી ખરૂં નહી પાડે.

[જમશેદ સીવાએ સઘલાઓ જાએછે.

**જમશેદ**—(એકલો) ખરેખર ? જમશેદ ! તારી અકલ કાંહાં ગુમ થઈ? (વીચાર કરેછે) પણ સબુર. શું ? ખરેખર મેં અહોરમજદ થવાનો દાવો કી ધો ? યમો ખસાયતે વીચાર કર. મેં કદી એમ નથી કહયું કે હું અહોરમજ દ છઉં. નહી નહી આ લોકો બનાવટ કરેછે. મેં દાવો એટલોજ કીધો કે આ દુનીયાંમાં હું આદમજાતથી ચહડતો છઉં અને તેથી તમામ આદમીઓ એ મને પોતાથી ચહડતો યજદના મરતબાનો ગણવો. આ દુનીયામાં મેં માતર ખોદા[illegible]રફનાં એક મુખતીઆર તરીકે ગણાવા માંગયું કારણ કે અ હોરમજદે પોતે મને ચાહીને તે મુખતીઆરી આપી હતી. એ માન હું જબ રીથી ચાહાતો નહી હતો પણ લોકો જારે મને એ મરતબો આપવા લાગાં તારે તે ના પાડવામાં મેં ગુનાહ વીચારયો. જો તેઓ મને તેમ ગણવાને ના રાજીછે તો હું મારો એ ખ્યાલ છોડવાને તદન રાજી છઉં.

[ જમ. માંડેછે, તેવામાં કાકુલ સાંમો મળેછે.

**કાકુલ**—(પગે પડીને) ખોદાયા, ખોદાવંદ, તવાના, દાંનાં, દાવરે દાદગર—

**જમશેદ**—કાકુલ, ઉઠ, હું ખોદા નથી. ખોદાતો ઉપર બેઠોછે.

**કાકુલ**—એ શું ફેરફાર કોણ કેહેવાની હીમત કરેછે કે તમો ખોદા નથી ? તું નામવરની શોહોમની શીકલ ઉપરનું ખોદાઈ નુરજ તું જીહાંનશાહને ખોદા ઠરાવી આપેછે. જાંહાં તું નામવરના રોશન કદમ પધારેછે તાંહાં તારા ચેહેરા નું નુર અંધકારમાં અજવાલું નાખેછે. તારાં કમાનદાર ભવાં ઉપરનો પરકાશ કુલે આદમજાતમાં તું સીવા બીજા કોઈને બખશેલો નથી એ તું નામવરને ખોદાઈ દરજાને લાએક બનાવા સારૂં હોય કે ના લાએક ? જેમ ખુર નામ આગળ તેના નુરને ખાતર શેદ બોલ વધારી ખુરશેદ ગણયોછે તેમ તું દાદ ગરના યમ નામ આગળ તારાં નુરને થકી શેદનો બેતાબ વધારી દુનીયાના લોક તુજને જમશેદ કેહેછે તે સાવાસતે ? અવાખશેપશેમાન. કોણ મુજી કમ બખતો તજને દાદગરનો મરતબો ના પાડવાનો તનાખુર ગુનાહ કરે ?

**જમશેદ**—અરજાસપ અને જામાસપથી મને હમણાજ ખબર મળીછે કે લોકો મારા નવા દાવા ઉપર ના ખુશ છે.

**કાકુલ**—અરજાસપની દાવરી તથા જામાસપની દેલાવરીને સારૂ હું મોટી ઇજત ધરાઉં છઉં, પણ મને કેહેવાની રજા આપ કે આ વખતે એ બંને નામવરો ભુલો કરેછે. જો તું શાહોના શાહની ખાતરી કરવી હોયતો મેં અતરે આવતાં હમણાજ આ એવાંનની દેવરીએ કેટલાક લોકો તું દાદગરના દીદાર જોવાને ઉમેદવાર આવી ઉભેલા દીઠાછે. તારો હુકમ હોય તો તેઓને હીઆં હાજર કરૂ અને તું નામવર જોશે કે તેઓ જમશેદને ખોદા શીવા બીજો કાંઈ ગણતા નથી.

**જમશેદ**—બોલાવ તેઓને, (કાકુલ જાયછે) હુંતો તદન ગુચવાડામાં પડયો છઉં જો રઇએતની ખુશી છતાં હું ના પાડું છઉં તો તે ખોટું થાયછે, અને રઇએતની ના ખુશી છતાં હું હા પાડું છઉં તેબી ખોટું છે.

[ કાકુલ, પશંગની તથા દોસતોની સાથે બીજા થોડાએક લોકોને લઇને આવેછે.

૧ **રઈએત**—દાદગર, ખોદા—

૨ **રઈએત**—ખલકના ખાવર, અહોરમજદ—

૩ **રઈએત**—ઓ કુલ જીહાંનના પરવરદેગાર—

**સઘલાઓ સાથે**—અમારી એક અરજ છે.

**કાકુલ**—તમારી શું અરજ છે તે કહો. કેબલએ અ[illegible] જમશેદ સાંભળવાને ખુશી છે. (પશંગને હરૂસે) એ લોકોમાં હજી વધારે [illegible]હેરાગાત જોઇએ.

૧ **રઈએત**—અએ ખુદરતના ખાવીંદ અમે ખુશનોમાં ખનેનર સાઇઅ નાંમ શેહેર(૧) ના રેહેવાસી છઇએ અને એવુંજ સમજીએ છઈએ કે તુ એક ગલમાન જમીન ઉપર ઉતરયોછે. વાસતે અમારાં લોકની એવી આજુ[illegible] ભરી અરજ છે કે તું નામવરોના નીમવર યજદની શુંદર સુરતની એક એક સુરત અમોને એનાએત કરે કે તેને અમારાં ઘરોમાં રાખીએ અને તું કે જે ખુદ ખુદાથી રાસતી અને નેકી અમે શીખીયા છઇએ તેની પરસતેશ અને પુજામા અમારા ઘરો મધે અમારા કુટુંબ પરીવાર સુધાં અમે મશગુલ રહીએ.

**પશંગ**—(હરૂસે કાકુલને) કેમ? કેવી અછી તાલ બેસાડી આપી.

**કાકુલ**—પણ જે ઘોલકપર એ તાલ બેસાડીછે તે ઘોલકજ હજી બેતાલ અને બેચાલ છે.

**જમશેદ**—મારા વફાદાર લોકો, મને આટલી બધી હોરમત આપવાની તમારી ખાએશ મને ખોશ કરનારીછે, મગર હાલિ હું તમોને એટલોજ જવાબ દઉં છઉં કે આજ સાંજે મેં મારી મીજલશ સમારીછે, તે વેળા તાંહાં હાજર થઈએ અરજ ગુજારશોતો તે ઉપર ધેઆન આપવામાં આવશે.

[જમશેદ જાયછે.

---

(૧) ખંધાર શેહેરનું અવસતામાં જણાવેલું નામ. જુવો વંદીદાદ.

**કાકુલ**—(લોકોને) યારો આપણાં શાહે જમાનની મુરતીઓ બનાવી તેને માન આપવાનો તમારો ખએઆલ ઘણો નેક છે. અલબત્તા તમો દુરદરાજ વસનારાં લોકો અમારી મીસાલે હરરોજ એ બારેહકતાલાની નીમાજ નજરો નજર કરી શકો નાહી, વાસતે તેની મુરત માંગવી એજ તમોને સજાવાર છે. તમારી એ અરજ જારી રાખજો અને તમોને ઉંધું સમજાવનારા ઉંધા પડજો. પેઆરા પશંગ આ ચોકટું સજર એટું. [લોકો નમીને જાયછે.

**૨ અમલદાર**—(મનસે) ચોકટાં બેસાડનારો સુથારજ તું છે.

**પશંગ**—શાહાજાદા, એ વીશે આપણને ઘણી મેહેનત વઠીક પડતી નથી. જમશેદનાં ખોદાઈ માનના દાવાની વધાઈ દેશમાં ચોમેર ફેલાતી જાયછે, તેમ તેમ વેહેમી લોકો તે ઉપર સત એકીનથી એતેકાદ બેસાડતા જાયછે અને અમો એટલીજ ખીજમત બજાવીએ છઇએ કે તેવાં લોકોને ભેગા કરી મગરૂરીના વણથી ફુલેલાં પાદશાહાના મગજને વધારે પવણ નાખી ઉસકેરવાની ...મેવ રની મુરાદ બર લાવીએ છઇએ.

**૧ અમલ૦**—તું દાતારવરે અમારૂં જીવતર છે, તું શાહાજાદો અમો ફકીરોની પોસતીનો કરનારછે.

**૨ અમલ૦**—(મનસે) એ ધમન ચાલયું, અને આ ઇતિરનાં હાલાંમાંથી પવણ ...વા માંડયો.

**કાકુલ**—બીરાદરો, તમારો પાડ હું શી રીતે માંનશ? પણ હજી મારો એક અંદેશો દુર થતો નથી. તમારી રૂડી સલાહ મુજબ મારી માશુક અરનવાજની ખાશ મુલાકાતે હું ગયો નથી, કેમકે મને લાગેછે કે એક કમીની ઓરત પછે તે ગમે એવી માંશુક હોય તોબી તેને એટલી ખુસામત છાજતી નથી, કેમકે એથીતો તે છાપરે ચઢી બેસશે. હું તેની મુલાકાતે જાઉં તેથાને બેહેતર કે તેને મારી મુલાકાતે બોલાઉં અને તારેજ તે માહાતાબ ચેહેરેની મને, ઇઆ મારા માનને ઇઆ મારી બોબતને કસી મચક આપશે.

**૨ અમલ૦**—(મનસે) એના મનની લચકમાં ટચક ભરાઇને તે ફીકી ફ્ચક થઇછે, તેને મચકને બદલે બોતની સચક શાહાજાદી તરફથી મળશે.

**કાકુલ**—ઇઆ નાહીતો કે હજીબી મારી ઉભાઇ જતી બોબતનાં બોમીયા થઈ કહો કે કોઈ બીજે રસતે એ માશુકનાં દીલનાં કીલ્લા ઉપર ધસારો લઈ જઇએ કે જાંહાંથી તેને જીહીતી શકાય.

**૨ અમલ૦**—(મનસે) તે કીલ્લો જામાસપ જેવા સપેસાલારનાં હાથમાં છે, તો તારા જેવો બેવકુફ શું ફાવવાનો છે?

**કાકુલ**—હું એકદમ જઇને તેને પકડી લેઉં અને પછે ગામ બાહાર નાહાસી જાંઉં? જો એ ઇનામ મને મળેતો મને પાદશાહી માંન નથી જોઈતું. મા

શુકની ગોદ વગર પાદશાહી ભોગવું, તેનાં કરતાં તે દીલબરની સોડમાં દેશની કાલ થઈ રેહેવાનું હું પસંદ કરૂં છઉં.

**પશંગ**—એ વીચારતો ઘણો સારો છે.

**૨ અમલ૦**—(મનસે) ઘણોજ શારો ! જેવા પોતે ભમરડા છે તેવા ભમરડા ભેજાંમાંથી કાહાડયોછે.

**૧ અમલ૦**—પણ પેલો જામાસપ કેમ ફાવવા દેશે ?

**કાકુલ**—હા એ ચંડાલ મને નડયો. તારે હું એક બીજી તાલ કરૂં. હું જઇને શાહાજાદીને એકદમ પાદશાહને નામે ધમકાવી કાહાડું અને કેહું કે મારી મોબતનાં દરવાજાઓ ઉપર આડો પડીને એ અદગરો જામાસપ મને મોબતના મેહેલની બાહારનો બાહાર રાખેછે તેને દુર કરે.

**૨ અમલ૦**—(મનસે) પછે રએ પોતેજ દુર થાય અને એજ અદગરા વટે માર ખાય.

**કાકુલ**—અરે નહી, એબી નહી. મને એક બીજો વીચાર આવેછે. હું એ નાજનીનપર એક રૂકો લખું.

**૨ અમલ૦**—હા હા અને તે કાગળમાં તેનાં કાલા સાહી જેવા ...ની, તેનાં નાંકનાં નશકોરાંની, તેનાં ગાલપરની બરફની, તેનાં યાકુત જાંમ જેવાં મોહોડાંની, તેની બદામ જેવી દાહાડીની, તેની દરાખ જેવી આખોની, તેની એક બીલસ જેટલી કમરની, તેના મધ જેવા ખવાશની, બાલે બાલની, નખે નખની, રગે રગની ખુબ સહરાવેલી તારીફ લખો.

**કાકુલ**—અને પછે તે મધનો પેઆલો એકદમ પીવા માંગું. ઠીક—ઠીક—વારૂં નહીતો એકવાર ખાનગી મુલાકાત અજમાવી જોઉં ?

**પશંગ**—ખરૂં કહું છઉં દોસત કે એ જેવો ગહીએર બીજો ઉપાય નથી. અને જો વળી તેનું દીલ વધારે ઝીતી લેવું હોયતો એક તાલ કરો. તેનાં બારણાંની આગળ ગવઇઆ અને રામશગરોને બેસાડો કાંએકે મારી હવોવી મને કેહેછે કે એ પરીને ગાએણનો ઘણો શોખ છે. ગાએણ સાંભળીને તે ખચીત તું દલેરની મુલાકાતે આવશે. ગાએણ જો દેવોને, ફાડી ખાનારાં હેવાંનોને નરમ તથા મીલનસાર બનાવેછે તો એક નાજુક નાર ગાએણથી પીગલી શાહાજાદા કાકુલને હાથ નહી આવશે ? મારા ધેઆંનમાં તો એ ઉપાય દરસત દીસેછે.

**કાકુલ**—ઘણોજ અછો ઉપાય બતાવયોછે. હું અતરઘડી એ કામ સારૂ જાંઉ છઉં. ગોરાજેના કેદખાનાંથી તે દલગીરીમાંતો હશેજ માટે ઘણા સાદા લેબાસે તથા ગમગીન દેખાવે જવશ તો તે વધારે પસંદ કરી મને વધારે ચાહાશે.

**૧ અમલ૦**—મારા ધેઆંનમાંબી એજ વાત ઉતરેછે.

૨ **અમલ૦**—અને મારા ધેઆનમાંથી એજ વાત ઉતરી ગઇછે (મનસે) પણ તે એટલાજ વાસતે કે ગમીની વચે ગાએણ ગવાડશે તેથી ગધેડાની ઉપર અમારી નાખવા બરાબર તેની હસી થશે. [તેઓ જાયછે.

---

## પ્રવેશ ૪ થો.

### બલખ—મેહેલમાં એક ઓરડો અને બીજા ઓરડાનું બારણું.

સાદા લેબાશમાં કાકુલ, રાંમશાગરો તથા સાજ સાથ આવેછે.

**કાકુલ**—આવો—બેસો હીઆં અને તમારા બુલબુલના સરોદ જેવા મધુર રાગથી કાહાડો કે તે રાગથી તર થયલી હવા આ બારણાની અંદરથી થઈને ઓરડામાં પેવસ થાય અને જે એક કેદીને મારે તાબે કરવોછે તેના દીલમાં એ રાગના બાંન દાખલ થઈ તે મારે તાબે થાય.

૧ **રામશગર**—(બીજીને) ગાએણથી કેદી પકડાય એતો આજેજ સાંભળયું.

**કાકુલ**—વીચાર શું કરોછો અએ રોશન રામશગરો? તમારા રાગોના બાગમાંથી કાંઈ ફુલ ફુજો કાહાડી હવાને તર કરો—જલદી. પણ તમે કીઓ રાગ ગાશો? કાંઈ એવું નાં ગાતાં કે ઉંઘ આવી જાય પણ ઉંઘાયલાં જાગે એવું ગાજો. કાંઇ એવું ના ગાતાં કે ખુશાલી આવી જાય, પણ ખુશાલીમાં માહિતમશરા થાય એવું ગાજો.

[રામશગરો તીલાંનાનું સુર લીએછે.

અરે—નહી—નહી—નહી—એ રાગ નહી હમણાં સાંજનો ઠંડો વખત છે. વાસતે એક ધીમો ઠંડો રાગ લેઓ.

[રામશગરો ગાયછે.

### ગાએણ.

### રાગ ગૌરી.

"મારા રે નાદાન નદીઆં પાર ન જાંનાં"—એ રાહા.

મારાં દીલજાંન દેજે દાદ દેખી દીદા, રે—મારા.
દરદ દીધું આ દીલે, નેણ કટારી મારી મીઠયા
દુખની દેખાડ તુંજ દવા રે—મારા.

**કાકુલ**—વાહા આફરીન. એક બીજો ઠંડો રાગ ચલાવો. એક બેહાગ ગાઓ કે તેથી દીલ બાગ થાય. [રામશગરો ગાયછે.

## ગાએણ.

બેહાગ.

વાહાલી તું વચણ દે,
મુન્જાઈ મંને માગું હું—વાહાલી.
લાગે લગનના ગાંણ તાંણ માને,
માગું ભર ઉમેદે—વાહાલી.

**કાકુલ**—બસ—બસ—ઉઠો—ઉઠો—હવે જાઓ—મારી ઉપર અસર થઇતો, તેની ઉપર બહુજ જોઇએ, કાંએકે હું મરદાને મરદ છઉં, શેરોમાં સુરો છઉં અને તેતો એક કોમલ નાર છે. જાઓ નીકલો. તે હમણાં બાહાર આવશે. (છઉામસગરો જાયછે.) અંદર હીલચાલ થાયછે અને વાદલાંમાંથી નીકલતા માહાતાબની માસાલે મારી મેહેબુબ આસપાસ જલકાટ પાંથરતી મારી આગળ આવશે. અગરજો હજી જલકાટ વધારવો હોયતો સુરજના તડકામાં ઉભો રેહેવાથી હું ઘણો દીપશ. પણ ઘણો લોભ સારો નહી. હું સીરાંમાંજ ઉભો રેહું. હું શું પોતેજ આફતાબ નથી? મારૂં પોતાનુંજ નુર બસ થશે. મારાં એ નુરને મારા દોસતોએ નજરે જોઇને તેની તારીફ કીધીછે. તેઓ ...જીગરથી મને ચાહેછે! હવે આફતાબ અને માહાતાબ બેહુ સાથે મ... એવું કદી સાંભળયું તું? તે તલેસમાત આજે બનશે. એ માહાતાબ જારે હું આફતાબની પાસે આવશે તારે આ ખુશતર મકાનનાં ઝલકાટનો કાંહાં ડાગ લાગશે? તે ઝલકાટ આસરાને માટે ભટકતો ભટકતો લોકોની આંખોમાં આસરો લઈ તે આંખોને દીપાવી નાખશે. હએ, પણ મારા હાથ સાના ધુજેછે? કમબખતો (હાથને) ઓરતને જોઇને બીહીછો? અરનવાજ આવી હો! પેહેલાં હું બોલું કે એને બોલવા દેઉં? પેહેલાં એ મને બોલાવશે? નહી નહી હુંજ પેહેલાં બોલુંની. અરે પણ કેટલો બધો ઘભરાટ! મારી છાતી લપાંલીએછે (છાતીને મારેછે) શું થયું? બચા કાકુલ જરા હીમત રાખ. હું એકદમ જઈને તેને પગે પડું? નહીતો એકદમ તેને ગલે વલગુ? શું કરૂં? વીચારજ નહી કરૂં કે ઘભરાટ થાયજ નહી. તે દલગીર હોશે, શોગનાં પોશાકમાં હશે. હુંબી શોગના પોશાકમાં દલગીર થઇ ઉભો રેહેવશ. એટલે બેહુના દીલ મળશે. (રડતો અને બીહામનો ચેહેરો કરેછે.)

[અરનવાજ ઘણા શુંદર લેબાશમા આવેછે, સાથે હવોવી છે.

**અરન૦**—બેહેન શેહેરનવાજને કેહેકે મીજલશનો વખત થઈ ગયોછે, હું સણગાર કરીને તઇઆર છઉં ને જામાસપ ખોટી થતો હશે. જલદી મોકલ.

[હવોવી જાયછે.

**કાકુલ**—(મનસે) આજેતો વળી એ ખુબ ભપકામાંજ છે. અરે મને જોઇને સુગાશે.

**અરનo**—કેમ પીઆરા કાકુલ?

**કાકુલ**--(મનસે) પીઆરો કેહેછે! વાહા—

**અરનo**—કેમ મારા મેહેલના પાદશાહી કારસાલાર.

**કાકુલ**—(નીસોસ મુકેછે) હા! હો.

**અરનo**—કાકુલ શુંછે. એટલી હાય સાવાસતે મારેછે? આ ખુશાલીને વખત—

**કાકુલ**—ખુશાલી! શાહાજાદી તમો શું બોલોછો? સાંની ખુશાલી? હું તો તમોને દીલાસો દેવા આવયો છઉં.

**અરનo**—અજાણતાં ખુશાલી? શું તુંને ખબર નથી કે આજનો દાહાડોજ ખુશવખતીનો છે અને વળી નામવર જમશેદ ગોરાજેને કેદખાંનેથી છોડનારછે?

**કાકુલ**—ખરેખર? અર! ર! ર! ર!

**અરનo**—કાકુલ તું શું એ ખબર ઊપર દલગીર થાયછે?

**કાકુલ**—(મનસે) કાચું કપાયું. (મોટે) બાંનુઓની બાંનુ, ગોરાજેના છુટકારા વીશે હું દલગીર નથી પણ બીજાંજ કારણસર દલગીર છઉં. (મનસે) આજે મારીથી પેટ ભરીને વાત થશે.

**અરનo**—તે બીજુ કારણ શું છે? કાકુલ જલદી બોલ.

**કાકુલ**—(મનસે) હં હવે મારા તરફ અધીરી થઇ. એ મારી સાથ વાત કરવા માગેછે હો! હું એને તવલાવી તવલાવીને જવાબો આપું.

**અરનo**—કાકુલ ઊતાવલ કર. તું શું કારણ કેહેવા માગેછે? મારાથી થોબાતું નથી.

**કાકુલ**—(મનસે) થોબાતું નથી? ખામખા મને લલચાવા મારી આગળ એટલો શુંદર ભપકો કરીને આવીછે હો. અરે પણ ડીઆંતો દેશ ખાઇને દરવાજા બાંધે બાંધેલા છે. એવી એવીતો કેટલી જણીઓએ લલચાવેલો છે (નકલ કરીને મનસે) કેમ પેઆરા કાકુલ? પેઆરો કાકુલ!

**અરનo**—કાકુલ કડક તે કડકજ. પેહેલાં એકદમ દલગીર હતો, હવે એકદમ ખુશાલીમાં આવેલો દીસેછે.

**કાકુલ**—તું સાહજાદી ખુશહાલ છે તો હુંબી ખુશહાલ છઉં. (મનસે) પેઆરા કાકુલ!

**અરનo**—પણ તારે પેહેલાં દલગીર સાવાશતે હતો?

**કાકુલ**—(મનસે) કેવી ખંતી થઇને પુછેછે. (મોટે) શાહાજાદી હું દલગીર મારી નાસીપાસીપર છેઉં, કેમકે તારી ઊદાસીમાં ભાગ લેવા સોગનો સાઓ પેહેરીને આવયો તારે તું નામવર કીમતી સણગારથી બદન બનબનાવીને આવીછે. પણ તે જોઈ હું પાછો ખુશાલ થાઉં છઉં.

**અરનo**—(મનસે) મીઠી શેહેર કારે આવશે ? વખત થઈ જાયછે. પણ તેટલાં આ બેવકુફ વખત ગુજારવા ઠીક છે.

**કાકુલ**—(મનસે) "મારીથી બોલાતું નથી," "જલદી બોલ," "પીઆરા કાકુલ" ઓએ ! એ મને કેવી ચાહેછે ! તીજરી—(મોટે) આ ગંભીર ગાએણુ પણ તું નેકનાંમને ખાતરજ ગવાડયું હતું.

**અરનo**—પણ તું ખરોજ બેવકુફ કે ગમીનો વખત ધારી આવયો અને ખુશીનાં ગીત ગવાડયાં.

**કાકુલ**—(મનસે) હેં—કાબા કનીજ શું ચાહે પીએછે. એતો એમ કરીને મારી મશખરી કરેછે. તું મારી સાથ પરણતો ખરી—પછી તારી મશખરી અવડી કાહાડું છઉં. તુંને એકદમ પરણુંબી નહી—ટવલાવી ટવલાવીને પરણું. છ૭ **અરનo**—હેં કાકુલ મારે ખાતર એટલી બધી તસદી તેં સાવાસતે લીધી ?

**કાકુલ**—મને ના પુછ શાહાજાદી. તે કારણ જુદું છે. મને કેહેતાં શરમ લાગશે. (મનસે) વળી કાચું કાપીઉં. કેહેવા વગર વાત કેમ ચાલશે ?

**અરનo**—(મનસે) કોઈ ખરોજ ગધો. [જવા માંડેછે.

**કાકુલ**—નહી ઓ જવાંન શાહાજાદી હું કારણ કહું છઉં. ગોરાજેના કેદખાંનાથી તું નામવરની દલગીરીમા અને તેના છુટકારાથી તારી ખુશાલીમાં મારે ભાગ લેવાનો શબબ એજ કે ગોરાજે મારો સગો થાયછે.

**અરનo**—ગોરાજે તારો સગો ? એતો મેં આજેજ જાંણયું ? તે સુરો વજીર તારા સાથ શું સગાઈ ધરાવેછે ?

**કાકુલ**—સગો હાલ નથી પણ થવાનોછે.

**અરનo**—થવાનો છે ?

**કાકુલ**—જે વખત જાયછે તેમાં થશે. (મનસે) અધીરી કેટલી પડીછે ?

**અરનo**—તારે ગોરાજે તારો સગો કેઈ રીતે થશે ?

**કાકુલ**—મારી મોહોરદાર તરફથી. (હસેછે)

**અરનo**—આજે તું દેવાંનો થયોછે. તારી મોહોરદાર ? તું પણેઓછે કાંહાં કે તારી મોહોરદાર હોય ?

**કાકુલ**—નહી હું પરણવાનો છઉં ને જલદી પરણુશ તારે મારી બાંનુની બેહેન તરફથી ગોરાજેને મારી સાથ સગાઇ થશે. (હસેછે) હા હા હા વાતતો ખુબ ચાલી.

**અરનo**—તે તારી ઓરત કાંહાં છે ?

**કાકુલ**—દુનીયામાં છે, પવીતર ઇરાંનવેજમાં છે, આ જાહોજલાલી ભરેલાં શેહેરમાં છે, આ દબદબા ભરેલા મેહેલમાં છે, તે હીઆં છે, તે તું છે. ઓ દીલબર (ગુડણપર પડીને) આજે તુંએ મને પુછવાથી કહું છઉં કે તું મારી મેહેબુબ થા.

**અરન૦**—(ઘણાં ગુસ્સાથી) એ નીચ, હેમક, હેફ છે, ધીકાર છે, લેઆનત છે તારા નીચ એઆલ ઉપર. અમો બંને બેહેનોને આજની મીજલશમાં પોહોં ચાડવા માટે મારો હઈડાંનો હાર જામાસપ બેઠી છે; માટે હમણાંતો હું જાઉં છઉં, પણ તારી આ કરપીણ ચાલને આખી મીજલશમાં જાહેર કરશ અને આ ખું ઇરાંનવેજ તારા ઉપર લેઆનત વરસાવશે. [જાયછે.

**કાકુલ**—પણ પણ, હું માફ માંગું છઉં. ગઈ એતો અંતે ગઈ. મુવો હું ! વળી પાછું મેં કાચું કાપીઉં. હવે હું શું કરશ ! (ધ્રુજેછે) અરરરર જમ શેદને કેહેશેતો હું જનમથી મુવો, જામાસપને કેહેશેતો તે જેવો બાહાદુર છે તેવો પાજી છે અને આવીને એકદમ મારો તોટો પકડશે કે તું મારી માંશુકને પુ છનાર કોણ ? મરી જવશ. વળી પાછો એ મુજી જામાસપ મને નડયો. હું મકુંજે આટલો બધો દબદબો ને દમામ એણે મારે ખાતર ગાઈમો પણ એતો કેથું મીજલશમાં બીરાજવાને વાસતે હતું. એતો કેથું પેલા દેવેના મ દેવ જામાસપને વાસતે હતું. પણ કાંઈ નહી. હું બી હવે છેલે પાટલે બેસું. બેરું ઘી કાંઈ દીવેલમાંથીબી જશે કે શું ? પેહેલાં કરું મારા એ ચંડાલ હરીફને આ શેહેરનાં એકજ ઝટકામાં જમે અને પછે જો આ દાકણી પોતાની ખુ શીથી મારે હાથ નહી આવેતો જબરદસતીથી હું એ રાંડને મારે સવાધીન લેવશ.

---

## પ્રવેશ ૫ મો.

### બલખ—પાદશાહી દીવાનખાનું—ખુશીની મીજલશ.

અરજનસપ, જામાસપ, કાકુલ અને બીજા સરદારો; શાહાજાદીઓ તથા રામશગરો.

**અરજા૦**—દલેરીના દબદબાથી દીપતા શરદારો, તમોને આજ રોજે રોશન કરવાને હું ખુશાલ છઉં કે જમશેદે અહોરમજદી માંનનો દીનદુશમની ભરેલો દાવો બરહક રીતે તરક કરયોછે અને દાનાવ વજીર ગોરાજેને બંદીથી ખલાસ કરવાની બાએશ બતાવીછે.

**કાકુલ**—(મનસે) પણ તારપછે શું થયું છે તેની કોઇને ખબર છે ? પેહે લી ધારણા કેહેવી ઉંધી વળીછે તે હમણા માલમ પડશે.

[નકીબ આવેછે.

**નકીબ**—નેગાહ રખો નેગાહ ! શાહાનશાહે એરીઅનવેજ પનાહ.

[રામશગરો ગાયછે.

### ગજલ.

(રાગ જીંજોટી હીંદુસતાંની.)

નોરોજ રોજ શાહેજમ અવલ કરેછે.
રોજ મુબારક શાલ સફલ કરેછે—નોરોજ.
દીનનો એ દીનને દુનીઆંનો છે તમામ.
કોમનાં કાંમો કુલે સવલ કરેછે—નોરોજ.
ખુદરતી બેલનો રોજ એજ શાલનો.
વરસમાં વખતસર ફસલ પડેછે—નોરોજ.
જેજેકાર ચમન ચેનથી ખુશાલ શાલ કાલ.
ગુજારવા એ સુભ દંન મવકલ કરેછે—નોરોજ.

[આ ગજલ ચાલેછે તેટલાં જમશેદ ગુસા ભરયા ચેહેરાથી તખત ઉપર આવીને બેસેછે.

**અરન૦**—(શેહેરને) આજે પાદશાહની તબીએત પાછી ઠીક દીસતી નથી.

**શેહે૦**—એના ચેહેરા ઉપરનું નુર નાબુદ થયું છે.

**અરજા૦**—ઇરાંનવેજ સરજમીનનાં શાહા સરફરાજ, બંદો તારો ફરમાબરદાર અરજ ગુજારેછે કે તું શાહેજમાંનનાં હુકમ મુજબ આ ખુશીની મીજલશ આરાશતે કીધીછે અને તું અમારો વાલી જે કાંઈ ફરમાવે તેનો શુખન અમારાં સરપર ઉઠાવી લેવાને સર નમાવી અમે ઉભા છઇએ.

**જમશેદ**—અરજાસપ મારૂં કામ હું સમજું છઉં, વાસતે હું માગી લઉં છઉં કે ફરીથી તું એ રવેસે મારી વચે પડતોનાં. જેઓએ મારા દરજા અને પદવીને મલતો મરતબો બખશી મને આજ શુધી રીજીવીને રાજી રાખયો તે નેકખાહોને ઘટારત નથી કે મારો દરજો ભુલી જઇ મારી સલાહ પુછવાને બદલે હર વાતમાં મને સલાહ આપવા બાહાર પડેછે. અગરજો તમારીજ સલાહથી મને ચલાવાનાં હોવેતો લઇ લેઓ મારૂં રાજ, મારૂં તાજ, મારૂં તખત, અને મારી જગોએ તમો આવીને બીરાજો. જો જમશેદ બોદા એટલો નાતવાન થયો હોયતો તે બોહોલાં ઇરાનવેજનાં તખતો તાજને લાએકનો નથી.

**અરજા૦**—આ શું અજાએબ ફેરફાર! અરે અફસોસ પાદશાહાને રાહા બતાવાની મારી તમામ રંજ અને જેહેમત ધુલ મળી ગઈ.

**શેહે૦**—ઓ જીહાંનનાં શાહા જમશેદ મારા ખાવીંદ ગેરાજેને છોડવાની તું દાવરે કબુલાત આપીછે તે અદા કરી આ ગમખાર છાતીને ધીરજ આપ.

**જમશેદ**—સબર કર શેહેરાંન. તારો માંટી તને હમણા મલનાર નથી. (શેહેરનવાજ એક હાએ મારેછે) બુઢા અરજાસપે મને સમજાવયું કે રઇએત મને બોદા ગણવા ના પાડેછે. પણ તે જુઠું, જુઠું છે.

**અરજા૦**—હું જુઠો. હે બોદા! હવે મારૂં હીઆં શું કાંમ?

[અરજાસપ રડેછે. થોડાક દરબારીઓ માહોમાહે વાત કરેછે.

**૧ દરબારી**—એમ હોય ?

**૨ દરબારી**--કદી નહી.

**૩ દરબારી**—બોઝોરગ દસતુરને કેવું અપમાંન !

**જમશેદ**—કાકુલ !

**કાકુલ**—દાદગર દાદાર.

**જમશેદ**—ખુશનોમાં ખનેનટ સાઈઅનામ શેહેરથી આવેલા લોકોને રજુ કર. [કાકુલ તેઓને તેડવા જાયછે.

**અરજા૦**—(જામાસપને) આતો પાછાં ગલે પડીને છોટાં શોધવાની વાત બનીછે.

**જામાસપ**—કેટલા સેજવારમાં એનું મગજ પાછું ફરી ગયું. [કાકુલ રઈઅતને લઇ આવેછે.

**જમશેદ**—મારાં વફાદાર લોકો, મારાં તાબેદાર બચાંઓ, મારા ગુરી સીપાહો, સરદારો, દરબારીઓ અને દાવરો—તમો સારી રવેસે જાણોછો કે તમો તમામ લોકની વચે હું હોરમજદનાં બુલંદ મરતબાએ પોહોંતો છઉં. જીહાંનનાં જે ભાગો ઉજડ અને વેરાણ પડેલા હતા તેમાં મેં મારા હોનર અને હીક...થી કતેહ બનાવયા અને તેમાં પશુ જીવજંતો ઉપર સરદારી ભોગવનાર આદમીએ વસતી કીધી તથા જાંનવરી દુનીઆંને તેની તાબેદારી કરતી રાખી અને જેમ એક પછે એક તે કતેહ લોકોથી ભરાતા ગયા તેમ નવા કતેહ કરીને હું નવી દુનીઆં વસાવતો ગયો.(૧) મારાં બચાંઓ તમો જાણોછો કે મારા સરખો પાદશાહ કોઈ થયો નથી અને થશે નહી, કેમકે આ જીહાંનની સઘલી આબાદાંની મારે વતે છે. જીહાંનને મેં ખુબી સાથે સમારેલીછે. જીહાંનમાં જે કાંઈ હોનરો જાહેર થયા તે મારેથી થયાછે. તમામ જમીનનાં લોકોનું રંજ મેં ઘટાડેલુંછે. તમારૂં ખાવું, પીવું, પેહેરવું, હોડવું, તથા તમારી મુરાદોનું ચલાવવું મારીથી થયુંછે. તમોને મારી બેહીસાબ નેઆમતોથી મેં પરવરેશ કીધીછે. દવાઓથી દરદ તથા એલાજોથી આજારને મેં હાંકી કાહાડયાછે તથા મારી નેરંગસાજી, મંતર અને અફસુનથી મેં મોત અને માંદને દુર કીધુંછે. તમારા તનમાં હોશ અને જીવ છે તે મારાથી છે, વાસતે તમો સરવેની ફરજ છે કે મને જીહાંનનો પેદા કરનાર હોરમજદ પોકારવો(૨) અને જેઓ નહી પોકારે તેઓ હેરેમન છે.

**શેહેર૦**—પણ જાંની બીરાદર તારી બેહેન તરફ જો અને મારા ખાવીંદની ખામ દરગુજર કરી તેને છુટો કર.

---

(૧) જુવો વંદીદાદ પરગરદ ૨ જી.

(૨) ફીરદોશી.

**જમશેદ**—હું તો યજદાંન છઉં. આ દુનીઆમાં ભાઇ કે બેહેન હું સમજતો નથી. સઉ મારી પરવરેશીના મારાં બચ્ચાં છે.

**અરનo**—તારે એ જમશેદ બચ્ચાંનાં બાપનાં જેટલીતો માયા કર.

**જમશેદ**—(ઘણા ગુસાથી) બસ મારા બોલવાની વચે નો આવ. મારી બનધારી રઇએત તમો મારી અરાધનાંને કાજ મારી મુરતીઓ બનાવા માંગો છો તે હું પસંદ કરૂં છઉં. અને હું હુકમ આપું છઉં કે આખ્ખાં ઇરાંનવેજમાં તમામ ખલકતે મારી મુરતીઓ બનાવી તેની પુંજા કરવી.

**અરજાસપ**—પાદશાહ મજ મીસકીનનાં બે શુખન શાંભળ.

**જમશેદ**—ચુપ રેહ, અરજાસપ—હું નથી સાંભળવાનો.

**અરજાo**—અગર તું ગરીબ પરવર તારા કાંનોમાં તાવેલી કલાઇ ઘાલ્યા છે, તોબી મારી નમનતાઇ ભરેલી નશીએત તેમાં પેવસ થવાની અને તેથી હું બોલવાનો.

**જમશેદ**—અરજાસપ હું હુકમ કરૂં છઉં કે મુગો બેસ.

**અરજાo**—પવીતર ફરજ આગળ હુકમ શું બીસાદ ધરાવેછે ?

**જમશેદ**—બાંધો—આ બુઢાને બાંધીને કેદ કરો.

[થોડાક સવારો બાંધવા જાયછે.[illegible] તમાં,

**જામાસપ**—ખબરદાર—આ બાજોરગને જે હાથ લગાડશે તે અબી ઘડી પોતાનો જાન ખોહોશે. પાદશાહ—

**જમશેદ**—જામાસપ—તારાબી એજ હાલ થશે. (૧)એક સીંહ અને તેનાં ગુસાની વચે તું નો આવ.

**જામાસપ**—અગર તે સીંહ મને ગલી જાય તોબી હું ચીંતા કરતો નથી. પણ મારાં દેશ તરફ, વતન તરફ, રાજ તરફ, હમજાત તરફ, કુલ આદમજાત તરફ, પાદશાહ તરફ, મારી પોતાની તરફ અને છેલે મારા ખોદાની તરફ મારૂં જીગર જે કામ દેખાડેછે તે કોઇનાબી દર વગર બજાવાને હું બંધાયલો છઉં. ઓ જમાંનાં ! તું સા સારૂં એટલો રૂઠયોછે ? ઇરાંનવેજનો સેતારો કેમ શીહા થયો, કે જમશેદ જેવો પાદશાહ, દાહાપણનો જે દરીઆવ, ભલાઇનો જે ભંદાર, એલમમાં જે આલેમ, બાલેશીનો જે ખાંનચો, ગનેઆનનું જે ગોહેર તે આ ખરાબી અને ખુવારીના મારગ ઉપર ચાલવું જારી કરેછે.

**જમશેદ**—કમબખ્ત જામાસપ, અગરજો આ શાહાજાદીની ખોબતની લડી તું પર વીટલાઇ નહી હતેતો હું તારી આ નાફરમાનીને માટે અબઘડી તારાં સરને તન ઉપરથી મુરગની મીસાલ ઉખાડી નખાવતે. હજીબી હું તને ફરમાઉં છઉં કે તારી જેહેરી જુબાંનને બંધ કર.

---

(૧) શેકસપીઅર.

**જામાસપ**—એ જુબાંનનું જેહેર રાસતીનું જેહેર છે અને બીજાં કાતેલ જેહેર જારે જીવનો જમ થઇ પડેછે તારે એ રાસતીનું જેહેર દીલનો રાહાબર થાયછે. વાસતે એ જેહેર હું જેટલું બાહાર કાહાડશ તેટલું ઓ પાદશાહા તારા ફાયદાનું છે અને તારો ફાયદો, તારાં રાજનું સુખ, તારી સલતનતનો સુધારો, તે મારૂં પોતાનું સુખ ગણી હું ચુપ રેહેવાને ના પાડું છઉં. અતેઆર સુધી ચુપ બેસતાં મારી જુબાંન રાસતીની રગોથી સુજી આવીછે અને વધુ બાંમોશી એખતીઆર નહી થવાથી તેમાંની સુભ વાંણી બાહાર કાહાડવાને હું બીહીતો નથી. અરે અફસોસ, સાનસાહી દરબારનો જે દબદબાવાલો વડો મોબદ તેને આવું અપમાંન !

**જમશેદ**—મોબદોનો મોબદ જો હું છઉં તો બીજા મુબદો ઉપર મારી સતા ચાલેછે.

**જામાસપ**—કુલ ઇરાંનવેજની પાદશાહાતનો વડો વજીર તેને કેદખાંને નાખ્યો ?

**જમશેદ**—વજીરથી વડો પાદશાહા છે અને વજીરને ચાહે તેમ કેહેવાનો તેને એખતીઆર છે. વાસતે જામાસપ બસ કર. હવે ઘણું થયું.

**જામાસપ**—જો જમશેદ બસ કરેતોજ જામાસપબી બંધ થશે. સાનશાહ જમશેદને હું મુરબીને તોલનું માન આપું છઉં, બાપસમ બાહાલ રાખું છઉં અને ખરા પેઆરથી ચાહું છઉં.

**જમશેદ**—જામાસપ આ છેલી ચેતવણી આપું છઉં કે ચાંપી કમાંનમાંથી છુટેલો તીર પાછો ફરતો નથી, તેમ ખુદા અરજાસપને બાંધવાનો હુકમ ફેરવાતો નથી.

**જામાસપ**—તે તીરથી મારી છાતીને વીંધી નાખ, તે હુકમ મારા ઉપર કાહાડ અને આ અશો પીરમરદ જેણે એક મગતરાંનેબી ઇજા દીધી નથી તેને આ મોત કરતાં બદતર સીતમમાંથી બચાવ.

**જમશેદ**—આ ગેરસલુકાઇ શું હું જોયા કરશ ?

**જામાસપ**—તારે શું હું દેવાનાપણું જોયા કરશ ? જાંહાં સુધી જમશેદમાં અકલ હતી તાંહાંસુધી મેં તુંને તાબેદારીથી માન આપયું. પણ (૧)જારે જમશેદ દેવાંનો બનયોછે તારે જામાસપ ગેરસલુક બનયોછે. ઓ ઉંધા ભાગના પાદશાહ તું શું કરેછે ? તું શું એમ ધારેછે કે જારે કુવત ખુસામતને નમેછે તારે ફરજ બોલવાનો દર કરશે ? પાદશાહી જો મુરખાઇમાં ઉતરેતો મરવત સાદાઈ સાથ બંધાયલીછે.

**જમશેદ**—(૧)જામાસપ તારા જીવને ખાતર હવે બસ કર.

---

(૧) શેકસપીઅર.

**જામાસપ**—(૧)મારો જીવતો તારા દુશમનો સાંમે લડવા સારૂં મેં તુંને ગીરવી આપેલો છે અને હમણાંથી હું જીવ ખોહોવાને ડરતો નથી, કેમકે તે તારીજ સલામતીને સારૂં છે.

**જમશેદ**—(૧)મારી નજર આગળથી જા—

**જામાસપ**—(૧)તારી નજરને પાધરી રાખ અને મને તારી પાસે રાખ.

**જમશેદ**—(૧)હું તાજો તખતના કશમ ખાઉં છઉં કે—

**જામાસપ**—(૧)અને હું પણ યજદાંનના કસમ ખાઉં છઉં કે હું ચુપ બેસવાનો નથી.

**જમશેદ**—(પોતાની તલવાર કાહાડેછે) નીચ ગોલાંમ, નાફરમાંન, કુતરા—

**અરનo**—(વચ્ચે પડીને) જવા દે, ઓ જમશેદ જવાદે—

**જમશેદ**—(અચકી જઇને) એ મુંજીને અતર ઘડી કેદ કરો.

(કોઇ તેની આગળ જતું નથી.

કેમ બધા જણ જોયા શું કરોછો ?

**૧ સરદાર**—પાદશાહ અમારા સરદારને કેદ કરવા આગમચ અમારા હાથ કાપી નાખશું.

**જમશેદ**—(ઘણાજ ખુનપર ચઠી) ઓ હેરેમનની ખસલતના નંનામીનો તું મારા હાથથી કેમ છુટશે.

[જુસામાં જઇ તેની આંખમાં ખંજર ભોકી તેની આંખો ફોડી નાખેછે, અરનવાજ એક ચીસ પાડી ભોંય પર બેસુધ થઇ પડેછે.

નીમખહરામ સેતાંન જીહાંનનાં નુરથી તું બાતલ રેહજે.

[અંદરથી મોટો ઘોંઘાટ સંભલાયછે.

કાકુલ, તું મારો તાબેદાર બંદો ખરો છે. આ બુઢાને પકડીને બંદીખાંને લઇ જા.

[અરજાશપને કાકુલ તથા થોડાંક માંણસો લઇ જાયછે.

**અરજાo**—(જતાં જતાં) ફુટું, ફુટું, ઇરાંની સાંનશાહતનું નસીબ ફુટું. ઓ સાહેબ ! હું મારે વાસતે કાંઇ માંગતો નથી, પણ મારા પાદશાહપર મેહેર કર.

[જાયછે.

[અંદરથી મોટો પોકાર ઉઠેછે.

**જમશેદ**—(ઘભરાટથી) એ શું થયું ? (બાહાર જોઇને) મારામારી ! શેહેરમાં બલવો થાયછે—ઓ ! ઓ ! એ શું ઢોંગ ? એ કેમ ચાલશે ? એ કેમ ખમાશે ?

[ઘભરાટમાં જતો રેહેછે અને શઘલી દરબાર નાહાશભાગ કરીને જાયછે જામાસપ, અરનવાજ તથા શેહેરનવાજ રેહેછે.

**જામાસપ**—(ફંફોસતો) અરે ! મને કાંઇ દીસતું નથી હું કાંહાં જાઉં ?

**શેહેરનવાજ**—નામવર સપેહસાલાર મારો હાથ પકડ.

---

(૧) શેકસપીઅર.

**જામાસપ**—એ કોણ ? શેહેરનવાજ અરે અરનવાજ કાંહાં છે ! અરે મને તેની પાસે લઈ જા.

**શેહેર૦**—વાહાલી અરનવાજતો બેસુધ પડીછે.

[જામાસપને તેની આગલ ચલાવી લઇ જાયછે.

અરે અરે આ દુખ કેમ જોવાય ? (ઉઠાડેછે) અરનવાજ, મારી નેક ગોફતાર બેહેન (રડીને)

**જામાસપ**—ઉઠ ઓ ખુબ કેરદાર માંશુક મજથી તારીગમ નહી જોવાતું પણ તું મારી ગમ જો.

**અરન૦**—(જાગીને) ઓ ! એ કોણ, જામાસપ ! ઓ વાહાલા ! ઓ જીગર ! ઓ જાંન ! (કોટી કરેછે) અરે રે—(રડેછે) તારી આંખોનાં નરઘેશમાંથી આંજુને બદલે લોહી ટપકેછે. અરે ! મને તે ચુસી લેવા દે. એ લોહીતો બાહાદુરીનું લોહી છે, એ લોહીતો રાસતી અને હીમતનું લોહી છે, એ રીતતો દેશ ઉપરનાં પેઆરનું છે અરે ! [રડેછે.

**જામાસપ**—અરનવાજ તું કાંહાં છે ? તારો ચેહેરો કાંહાં છે ? તારૂં કદ કાંહાં છે ? તારો આકાર કાંહાં છે ? ઓ અંધકાર, અંધકાર, સંધું અંધકાર.

**શેહેર૦**—નામવરો જરા ધીરજ પકડો.

**જામાસપ**—ધીરજ ! હવેતો ધીરજનોજ વખત આવયોછે ! હવેતો છતી જીંદગીએ મોતનો વખત આવયોછે. હવેતો દુનીઆંમાં રેહેવા છતાં દુનીઆંથી બાતલ થવાનો વખત આવયોછે. ઓ આ તાજ શું કાંમનું ? આ લેબાશ શું કાંમનો ? [સઘલું ભાંજતોર કરેછે.

**અરન૦**—અરે જુલમ, જુલમ—વાહાલા જામાસપ જરા સબર કર. હું કસમ ખાઉં છઉં કે તારી મોહોરદાર, તારી બાંડી, તારી ગોલામડી તરીકે રેહેવશ અને આ ગજબનાક હાદિસામાં તારી સારવાર કરશ.

**જામાસપ**—અરે ! પણ સારવારની સી ગરજ છે ? મજ સરખા એક ખુણે પડેલા અપંગ આદમીની સારવાર કેવી ? અરનવાજ મારી સાથ તું દુખી થવા માંગેછે ? તારા રોખશારા ઉપરના ગોલાબ તું નાહેક કરમાવા માંગેછે ? તારી ખીલતી જોબનને તું નાહેક બાલવા માંગેછે ? નહી—નહી—તું જા—તું સુખેથી દુનીઆંના સુખ અને સવાદ જો.

**અરન૦**—મેં કસમ ખાધાછે અને મારૂં સુખ કે દુખ, મોત કે જીંદગી તારીજ સાથે છે. દીલબર તું ભુલી જાયછે કે જેમ દરએક દુખની દવા દીવાના જમશેદના હાથમાં છે તેમજ આંખોના રતન ખોહી બેઠલાઓને તે પાછાં જોતાં કરેછે, વાસતે એ ખોએલાં રતંનને પાછાં મેળવી આ ખુશનુંદી ભરેલી જીહાંનમાં નવે જનમે જનમવાની તું આશા રાખ. ચાલ મારાં જીગર હું તારી બાંએધર, તારી રાહાબર, તારો ભોમીયો.

(જઇ જતાં) અરે આસમાંન આ સી તરેહનો સીતમ ! એક બેહેનનું દુખ ઘટા ડવાની ઉમેદે આ દીવાનખાનાંમાં દાખલ થયાં ને બીજી બેહેનની કમબખતી માં વધારો કરીને આ નેહેસત જગા છોડીએ છઇએ. [તેઓ જાયછે.

[કાકુલ, પશંગ અને તેનાં દોસતો આવેછે.

**કાકુલ**—(ગુસામાં) એ કોણ એવો દેવનું માંથું આવશું કે મારા જેવા તે હેમુરસની તોખમના શાહાજાદા કાકુલને અપમાન આપે ? મુંજી બુરજીગર, ગામડીયો ગમાર, ભાજીખાઉ બેદુત, સહવારથી બપોર ને બપોરથી રાત સુધી જુહુસરીની અંદર જોડાઈ રેહેનારો ઘાંચીનો બલદ, એ મને અપમાન કરનારો ? અલબરોજ આગળની દરબારમાં ગોરાજેને કેદ પકડતાં એ વચે શું કરવા આવયો કે પોતે કેદ પડયો ? ને છોકરીનેતો પોતેજ બંદીખાંને લઇ જવા માંગી, તેમાં પાદશાહનો શું વાંક ? અને હવે વળી બીજા બંદીવાંનોની સા થે...વો ઉઠાવી, બીજાઓની મીશાલ પોતે છુટો થઇ ના લેવા—ના દેવા ને મારી ઉપર ધસી આવયો. અએ યારો, અરજાસપને કેદ જોઇને કેદીઓનો જુસો ઉસકેરાયો, તેઓના બલવાનું શું બીઆન કરૂં ? બધો ધુજારો મારી ઉપર હતો ને મારેતો પાછલા પગલાં ભરીને દેવાલ કુદાવવી પડી.

**૨ દોસત**—(મનસે) કેવો બાહાદુર !

**કાકુલ**—એમાં શું કાંઇબી બીચકારાપણું છે ?

**પશંગ**—અરે કોણ એમ કેહેછે ? લડાઇના રણમાં ખરી બાહાદુરી જેમ કોઈવાર આગળ વધવામાં તેમજ કોઇવાર પાછળ હટવામાંબી છે.

**કાકુલ**—હુંબી દલેર બાપનો દલેર બેટો છઉં પણ હાથે કરીને લડાઇ ઉઠાવામાં કાંઈ દાહાપણ ?

**૨ દોસત**—તમે લડાઇમાં ઉતરતા નથી એજ દાહાપણ છે.

**કાકુલ**—પણ તેઓમાં પેલા ગામડીયા પર મને ઘણું હસવું આવવા લાગું. ગોરાજેએ તોફાન કીધું તેની સુજે એ ફેકટ ઘસડાયા કીધો. તે બાહાદુર છે, પણ મારા જેવો દલેર હોય ? વાઘની સાથે બકરી લડવા આવીતી.

**૨ દોસત**—(મનસે) તોજ તમે પાછલા પગ માંપી આવયા.

**કાકુલ**—મારી પાસેથી તેણે લડાઈ માગેલીછે. હું જાઉં કે નહી જાઉં વારૂં ?

**પશંગ**—તમે નહી જશોતો હોરમત જશે.

**૨ દોસત**—(મનસે) અને જશે તોબી હોરમત જવાની.

**૧ દોસત**—ઓ લેઓ તેજ હીઆં આવેછે.

**કાકુલ**—એ પાદશાહના મેહેલમાં ચોરી કરવા આવતો હશે. આપણે ભરાઈ જઇને એના ચાળા જોઇએ.

**પશંગ**—અરે તમે મેદાન પડોજી.

**કાકુલ**—(બીહીકથી) અરે નહી, નહી, હું બીહીતો નથી, પણ હાલ લડ

વાને તઇઆર થયો નથી. ભુખ લાગા વગર ખવાતું નથી, તો જરૂર પડવા વગર લડાય કેમ ?

**૨ દોસત**—(મનસે) ખરા પેહેલવાનને લડવા વગર ભુખજ નહી લાગે. [તેઓ દુર જાયછે.

[કારન પોતાની બંદીની સાંકલ તોડતો તોડતો આવેછે.

**કારન**—નાબુદ થા, ઓ ! નાપાક નસા (સાંકલને ફેંકી દીએછે) હું તદન છુટો. મારી બેટીને સલામત ગખેલી અને હું મારી મરજીનો ધણી થયલો. આહુંતો હું બી બલવામાં સામેલ થાઉં, પણ મારો જીવ નાં કેહે. બાજુતો ફોલાદી દેખું. (બાજુ ઠોકેછે) પણ સેલડીનો ખવાસ વાંસમાં નહી હોય, સેલડી માંજ હોય ને તેને ધાંણીમાં ગમે એટલી પીલે તોબી સેલડીજ, વાસતે પાદશાહે ખરાબ ચાલ ચલાવી પણ આપણે નહી તેમ કરવું.

**કાકુલ**—(હરૂસે) બાહાદુરતો ખરો હો. ગામડીયાઓ જોરાવર શરીર

**કારન**—બંદીવાંનો બલવો કરીને છુટા થયા ને સંપ કરીને વજીર ગોરાજેને મોકલેલો કે જઇને જોહાકની મદદ માંગે ને તેને હીઆં તેડી લાવે. અરજાસપે તેને ઘણોબી વારયો કે પાદશાહા દેવાંનો થયલો તેથી આ જુલમાત ચલાવેછે, પણ બધાં લોકનાં ગુસા આગળ એ દસતુરનું શું ચાલે ? બધા છુટા થયા તારે એ દસતુરજી બેડી ઘાલીને હજી બેસી રહયા—ગોરાજેતો મોટું નજરાંણું લઇને જુહાકને તેડવા ગયો. હું પાદશાહને મદદ લાગશ. આ બાજુ દીઠી. [બાજુ ઠોકેછે.

**પશંગ**—(કાકુલને) તે તમારે વાસતે બાજુ થોકતો હશે તમે મેદાંન પડો.

**કારન**—કાકુલ કડક કુરકીરીયાંની માફક કટકટ કરતો દેખું, પણ એક લાગમાં લઇને લપરાક જો કકડાવીને લેવશ કેની તો ભોંએપર ખાંન ખાશે. [લપરાક દેખાડેછે.

**કાકુલ**—નહી યાર—તમે લોકો મને એની સાથ લડવા કેહોતો તેમ નહી બનશે.

**પશંગ**—પણ જેમ તમે લડવાની ઢીલ કરશો તેમ એ વધારે બેહેકશે.

**૨ દોસત**—(મનસે) પશંગ એનો રકાસ બનાવા માંગેછે, પણ તેમ કરવાની બીજી રીત છે. (મોટે) શાહાજાદા હું એક ઉપાય બતાઉં. તમો એની સાથ સુલાહ કરશો.

**કાકુલ**—હા, મોટી ખુશીથી તું જઇને એને સમજાવ દોસત.

**૨ દોસત**—(કારન આગળ આવીને) અએ અજીજ, શાહાજાદા કાકુલ તરફથી હું આવયો છઉં અને તેવણ તમારી સાથ લડવાને તઇઆર છે.

**કારન**—ઠીક છે, અમારે કાંહાં ના છે. [બાહે ચહડાવેછે.

**૨ દોસત**—પણ તે લડવે એક ચીતાની ચુંગાલનો છે, વાસતે તમે સંભાલ રાખજો.

**કારન**—અરે એવા લોંખડીતો ઘણા વટાવનાં ગીઆછે.

**૨ દોસત**—(કાકુલ આગળ આવીને) એતો જબરો ખુનપર ચઢયો છે, તું નામવરના લોહીનો તરસયો થયોછે ને લડાઇના મેદાંનનેજ તમો વચે વાંધો ચુકવવાની અદાલત સમજેછે.

**કાકુલ**—હવે કેમ થશે, હજીબી સમજાવી જો.

**૨ દોસત**—(કારન આગળ આવીને) ચાલ દોસત તારાં હથીઆર ઘસેલાં તઇઆરછે કે? અમારા શાહાજાદાના પગ વઢીક જમીનપર થોબતા નથી, તેણે કેહેવાડયુંછે કે તારૂં વશીએત કરવું હોય ઇઆ છેલી બંદગી હોય તે કરીલે; કાંએકે એક મસત હાથીના પાંઉ તલેથી તું જીવતો જવાનો નથી.

**કારન**—તેનાતો પગ નથી થોબતા, પણ મારાતો હાથ નથી થોબતા ને એ... પગ નહી થોબે તેની નવાઈ નથી.

**૧ દોસત**—(કાકુલને) વેકો, તઇઆરી કરો, એતો સુલેહ કરવા ના કેહેછે.

**કાકુલ**—મમમમારો જાંન જાંન મફત જાયછે, અરે હજીતો હું કકકકાચો કુમારો મમમમારી અરનવાજ માશુક હવે મારે હાથ આવવાની વકીછે, કકક કારણ કે તેનો મમમમાટી થનારો સસસસરદાર જામાસપતો આંધલો થયો એટલે એ પપપપપોતાની મમમમમેળે મારે હહહહહાથ આવતે; અઅઅઅ... હું ઉમેદ ભરીયો મારયો જાઉં છઉં.

**કારન**—અએ હીચકારા હેમક, ચાલ, પડ મેદાંન અને નેકોને દુખ દેવાનો બદલો આ બાજુના બલથી જો.

**કાકુલ**—અઅઅએ ચચચંડાલ તું લાહેરી કકકરીને ફાવવાનો નથી. (ધુજેછે.) [એક સીપાઈ દોડતો આવેછે.

**શીપાઈ**—શેહેરમાં બલવો અતીશય વધી પડયોછે અને શાહાજાદા કાકુલને જમશેદ તુરત બોલાવેછે.

**કારન**—નીમકહરામ મુંજી હમણાતો તને મુદઇને હાથથી છુટવાનું બાંહાનું મળયુંછે, પણ યાદ રાખ કે તારા જીવનું બેઆનું લેવાઈ ચુકયુંછે. [જાયછે.

**કાકુલ**—હવે મને ધીરજ આવી. ખોદાએ મુજરપર રેહેમ કીધી. [તેઓ જાયછે.

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સીસતાંન—કુરંગશાહનું દીવાનખાંનું.

ખુશીની મીજલશ—રામશગરો અને સાહેલીઓ—કુરંગ અને ઈવાલુસ, પોતપોતાના રસાલાઓ સાથે.

**કુરંગ**—નહી મારા અજીજ એ વાત જીનહાર નહી બનશે. અગર તમારો સેમેટીક ટોલાનો જાલેમ અજીદેહાક(૧) તમારાં બવરી(૨) દેશમાં દેવબંદ હુશંગના જેવો બાહાદુર ગણાતો હોય અને તમારા સેમેટીક(૩) ટોળાનો તે ગમે એવો સફરાજશાહ હોય, તો પણ અમો અમારા આ મોલકે નેગારીનની મોટાઇ ઉપર મુસતાક છઇએ અને અમારા યજદાંસનાસ શાહ જમશેદની જનાબમાં ગરદનફેસાની તથા તાબેદારીને માટે હંમેશે હાજર છઇએ. વાસતે, દોસત, તારા જાલેમ અજીદેહાકનું જાસતી ભરેલું માંગવું રદ કરવાની અમારી ફરજ છે.

**ઈવાલુસ**—પાદશાહ કુરંગ, ગોસતાખી માફ છે, પણ અમારા બુલંદ સેતારેના શાહની તરફથી એકવાર ફરી ચેતવણી આપવાની મારી ફરજ છે કે દેવોના સરખાં અમારા દેહેસતનાક લશકરના નાશકારક કદમ તારાં આ આબાદ(૪) રાજમાં તું નામવર જોવા માંગતો નહી હોય, તો પીસાંનો(૫) સુધીનો તારો મુલક અને તારાં આ સાકીઓના શેહેરને(૬) સોભાવનારી અને મરદાંને

---

(૧) જોહાકનું અવસતામાં જણાવેલું નામ.

(૨) બવરી, બાબીલોનનું ઇરાંન તરફ જણાયલું નામ.

(૩) ફીરદોશીએ જોહાકને અરબ લખયોછે. અરબો સેમેટીક ટોળાના હતા અને એ શક ઉપજાવનારા પાદશાહને અરબસતાંનને બદલે બાબીલોનમાં એ ટોળાની તે અરસાની વસતીનો પાદશાહ ગણી શકાય એવું વીદવાંનો તરફથી અનુમાન કરવામાં આવેછે.

(૪) સીસતાંન તે વંદીદાદમાં જણાવેલું વેકેરત છે, એવું ડાકટર હાઊગ અને બીજા વીદવાંનોનું મત છે. એ ભુમી અવસતા પરમાંણે ઊજડ હોવી જોઇએ, પણ માલકમ અને કરીસટી જેવા મુસાફરો ખાતરી કરેછે કે અસલી જમાનામાં એ "રૂસતમની પેહેડી દર પેહેડી ઊતરી આવેલો મુલક ઘણી જાહોજલાલીમાં હતો."

(૫) પીસીનની ખીણ, જે હેરમંદ નદીની પુરવે આવેલીછે.

(જુવો રીટરની ભુગોલ.)

(૬) સીસતાન મુલક સાકી નામનાં ટોલાની ભુમી ગણાયછે.

મરદના લેબાસમાં મરદાંનગી બતાવનારી તારી શાહાજાદી સમનનાજને અમારે હસતક સપુરદ કર.

**કુરંગ**—મારાં રાજના એ બંને ગોહરો ઉપર અમારા જમાનશાહ જમ સદનો હક છે, માટે જોહાકની માગણી હું ધીકારી કાહાડું છઉં. બુજરગ પેગા મને પોહોંચાડનાર તારી માંગણીના જવાબમાં મેં તને મોકુસલ કહી સંભળાવીયુંછે. મારી આ પવીતર ભુમીનો એક રેતીનો દાંનો અજદેહાકને મળનાર નથી અને મારી દેલનવાજ બેટી સમનનાજનેતો ખુદ જમશેદની પોતાની સાથ નેકાની પૈવંદ બાંધવાની નજુમ આગમચથી આશકારા થઇછે અને તે પરીજાદને એ જમાંન શાહસેજ પરણવાની મેં પુર રજા આપીછે; જેથી ભલા ભલા સરફરાજ, શાહાજાદાઓને એ ખીલતા ગોલાબની ઉમેદમાં હું નાઉમેદ કરતો આઉં છેઉ અને તારા જોરેમંદ જોહાકે પણ એજ રવેશે ખશેઆંનો પડવા સરખું કીધુંછે.

**ઈવાલુસ**—પછે રએ શાહ કુરંગને પોતાને ખશેઆંનો થવું પડે—કેમકે તુ નામવરને કદાચ ખબર નથી કે જમશેદનો સેતારો બદ આવયોછે અને જોહાક પોતે તેના ઉપર ધુજારો લઇ ગયોછે.

**કુરંગ**—એસીરીઅન એલચી તારી એ ધમકી એક કોડીનાં વજાણની નથી અને જમાને જમશેદ જેવા ખોદા દોસત ઉપર કોઇ દુશમન ગાલેબ આવનાર નથી. વાસતે મારો જવાબ તું એ જાંણી લીધોછે અને હવે તારે વતન રવાંને થવાની તઇઆરી કર, પણ તેટલાં અએ અજીજ તું બેફીકર અને બેદેહેસત રેહજે, કારણ કે જો કે તું દુશમન તરફથી આવયોછે તોપણ મારાં આલીસાંન મેહેલમાં તારે ઉતારો કરવોછે, જાંહાંસુધી તું હીઆં ઉતારો કરે તાંહાંસુધી તું અમારી તમામ માહારેજત તથા જાલવણીને લાએકનો એક પહરોણો છે; જાંહાંસુધી તું અમારો પહરોણો છે તાંહાંસુધી દોસત પણ છે; અને જાંહાંસુધી દોસત છે તાંહાંસુધી તફાવતની બેડાને તોડી દીલમાં મોહોબતનો રસ વેહેતો કરવો રવા છે.

[ઇવાલુસ પોતાના રસાલા સાથ નમીને જાયછે.
[રામશગરો ગાયછે.

**ગજલ.**

(રાગ જીંજોટી.)

"જર હોવેતો હરકોઇ હોવે યાર ઉસીકા" એ રાહ.

બળ હોયતો બાહાદુરીથી લડીને બતાવો,
દેવ દુશમનને દાબી દીલે દેશ બચાવો. બળ હોયતો.
"જંજીર ભલી, તોક ભલી, મોત" ભલું માનો,
જો હકનાં જાંણો ઝાલીને સંભાલ નહી ઢાવો. બળ હોયતો.

જોબન જાંન ધન માલ ખાંન પાંન ખપે શું ?
ઇજત માન પુન દાનનો તુમે જો દાવો.　ખળ હોયતો.
ઓરત માં બેટા બેટીની લાજ કાજ લડજો,
દાનાઇની દામન લઈ શરીગ સઉનાં થાવો.　ખળ હોયતો.

[સમનનાજ, શુસન અને સાએલીઓ મરદના લેબાશમા શેકારઘાહથી આવેછે.

**સમનનાજ**—મારા મેહેરબાન પદર તુને રાહાત અને બેરીઅત હોજો.

**કુરંગ**—મારી શાદતમંદ શાહજાદી તારો માહાતાબી મુખરો જોવાથી મારૂં દીલ શાદમાન થયું છે. આજના તારા શેકારઘાહની શી ખબરછે ? તારી વાજતી સવારી કીઆ દુરનાં મુલુકોને તારા ઘોડાઓનાં પાંઉથી ગજાવી આવીછે અને કીઆ હલાવત તથા લેહેજતવાળા સેકાર તારા [illegible]જદાર તીર ઉપર કીદા અને આજેજ થયાછે ?

**સમનનાજ**—શું આપું આજનાં શેકારની ખબર ?

મુસીબત પડી મજપર આજ પેઆરા પદર.
ઇટીમાંનદર(૭) નદીપર હતો આજનો શેકાર,
પવીતર જેનાં પાંણી વેહેછે શરપને આકાર.
ફુલવંત જેનો કીનારોછે આબાદ, ભરપુર,
ખુશનોમાં તે જગ થયાં શેકારમા ચકચુર.
શું રંગીન ગોરખર કે શું કુદતાં હરણ,
રમતીઆલ કે ખડીયાલ સઉ થયાં શરન.
અજબ ચાલયો ઉલટમંદ શેકારનો દોર,
રમતમાં ગમતમાં વીતીઓ પાછલો પોહોર.
પણ અચબુચ તેવામાં થયું જબરૂં તોફાન,
ખુદરત થઈ ખફા કરવા હમને હેરાન.
હોય તેની પેદાશનાં શેકારનું ગોયા વેર,
ઇઆ તીરો જોઇ આંખમાં અદેખાઇનું જેહેર,
રૂઠી તેમ ખુદરત થઈ જબરદસ્ત દુશમન,
સીસતાનનાં જંગલમાં મચાવયું ધુમ રંન.
વાદળ ચહડયું રંગપર, શીહા, અંધકાર,
પવણ પાડતો જોસમંદ ઘુમને પોકાર.
વીજલી ચમકે તેજથી જેમ ધારદાર સમશેહેર,
ગગડાતે ગોસાભર કાહાડયો ધુમ કેહેર.
બાહારાંનને હીમનાંતો છુટાં જાંણે બાંન,
વળી તેમાં ઉખડયું નીમખનું મેદાંન.

---

(૭) હાલ જમાનાની હેરમંદ નદી.

મેદાન થયું શીહા જાંણે કાલું કફન,
વાગવા લાગ્યું નીમખ જાંણે ગુમતી ગોફન.
વીખરાઇને ભુલાં પડયાં હમે સઉ,
વાટ ખોઇ, સાથ ખોઇ, દીલે દુખી બહુ.
રખશ મારો તેજી પવણ ઉપર પીઠ,
ફેરવી લઇ ચાલયો મુલુક અણજાંન અણદીઠ.
હરમંદ પરથી હાંકી કાહાડી જીરાહને દરીઆવ,
એકલી પડી કીનારે, નાં દોસત, ના આસનાવ.
શાંત થયું તોફાન પછે કરંછું ગંભીર ગોર,
પડયો તેટલાં કાંને એક ભયંકાર શોહોર.
પીઠ ફેરવી દીઠા એક વાઘ બહુ નજદીક,
પણ હીમત કીધી ધારી દુર કાહાડી બીહીક.
કમાંનથી ફેંકયો તરકબંધ તેજી તીર,
આબાદ પેંહો જઇને વીંધી શેરનું સીર.
લોટયો તે ભોંપર પેહેલેજ કારી જખમ,
પણ ઉછલી દરીઆવપેરે આવયો મજગમ.
રખશ પણ ઉછલયો જોસથી પાડી બુમ,
ઉડી ગઇ હું ભોંપર, સુધ બુધ થઇ ગુમ.
શેર આવયો ગાલિબ મારી મુજપર તરાપ,
પણ રાખનાર યજદાંનતો દુશમન ખાય ઉલથાપ.
આવી લાગો શેરપર કાંઇ તીરોનો વરસાદ,
નાહાઠો મજ તરફથી તે કરતો ફીસાદ.
ઝટ દોડી હું કાહાડી સમશેહેર પલવાર,
જરબ માતર એકજમાં કીધો તે ઠાર.
ભેગી મળી સાહેલીઓ આ સોહેલ સમાન,
મદદ એમની હતી તો મળયું જીવતદાંન.
ધરયો રસતો આ દુજકો(૧) શેહેર ગમ,
આશાંની ને હેશાંનમંદ આવયાં છઇએ હમ.

**કુરંગ**—(તેને ભેટીને) આ, હા, આફરીન, આફરીન મારી દીલનવાજ દીકરી તારા હાથોને મારી આંખોમાં ચાંપવા દે. ઓ ! ખોદા મારી એકપુરી શાહાજાદી, મારા જીગરની જોત, મારાં હઇડાંનાં હાર, મારાં રાજનાં આ ઠામને તું એ કેવી આફતમાંથી બચાવીછે, પણ તે મારેજ ખાતર, મારાં રા

(૧) સીસતાનનું અસલ પાએતખત. (જુવો વંદીદાદ.)

જને ખાતર, કુલ ઇરાંનવેજને ખાતર બચાવીછે. મારી બાહાદુર બેટી તું તને એક નાજુક નાર છે, પણ કુવતે એક પીલતન પેહેલવાંન છે. જે બાપ એક દીલને રીજવનારી બેટીની ઉમેદ રાખેછે તેને એક રાજને બચાવનારા બેટાની ઉમેદ વધુ હોયછે. પણ તું મારી બેટીબી છે અને બેટો પણ છે. સમનનાજ તું મારા મેહેલનો ખરો ખોરશેદ છે અને તારો રોશન ચેહેરો મારાં દીલને અને મેહેલને, મારા ઘેરને અને શેહેરને રોશન કરેછે. સુમબોલની સુરખીની સમનનાજ તારી ખાહેશ મુજબ મેં તારે વાસતે ખુશ બાગ બનાવા માંડયો હતો તે તઇઆર થયોછે. તેનાં શુંદર કેઆરાઓમાં નરગેસ અને લાલા જેવા સોહામણાં ફુલો ખીલી નીકલયાંછે, તેનાં ખુશનોમાં ચોકમાં કલાબતુની દોરીઓ અને અતલસના પદડા સાથનાં સાટીનનાં તંબુઓ આરાસ તે કરયાછે અને તેનાં શુંદર એવાનમાં જમશેદી તખત તથા રેબફુતના દસત રેખાંન બીછાવયાંછે. વાસતે મારી ગુલફામ બેટી તું આજથી તે શુંદર મકાનમાં મુહુરત કર અને આજની મુસીબત ભરી મંજલની થાક ઉતારવા અમબર અને કસતુરીથી તારા હાથપગ ધોઈ તથા જરનેગાર પેઆલાઓમાં અનાર અને જમરૂખના સરબત નોશજાન કરી, નવે જનમે તુંને પાછી મારે તાંહાં મોકલવા સારૂ તે દાદગરની હેશાનમંદી ભરેલી એબાદતમાં મસગુલ થા. તારા ભાગ્યેગવંત હાથ મેલવવાના ઉમેદવારોના કંટાલાથી એ એકાંત મકાન તુંને દુર રાખશે અને તું નુરમંદ શાહાજાદી નુરમંદ જમશેદ સાથ નેકામા મલવાનાં તકદીરના લેખ ખરા પડે તાંહાં તુલક આ નવા મેહેલમાં તું પરીચેહેરને રાહાત રેહેશે. [તેઓ જાયછે.

---

## પ્રવેશ ૨ જો.

### બલખ—જમશેદનાં મેહેલની ગાલેરી.

શેહેરનવાજ અને થોડાક સરદારો.

**શેહેરનવાજ**—દેલાવર મરદો મારી મુરાદ બર લાવવાને અગર જો કાંઈપણ શકસુબેહ ઇઆ ખતરો તમારાં દીલને કચવાવતો હોયતો એકદમ જાહેર કરી વધારે ખોલાસો પાંમો.

**૧ સરદાર**—નહી, ઓ નામવર શાહાજાદી તમારા ખોલાસાથી અમારાં દીલ ખાલેસી પામી ચુકયાંછે અને વધુ ખોલાસાની જરૂર નથી. પોતાને માંથેનું જે તાજ એક નેઆમત અને સોભાને બદલે એક બોજા તરીકે આવી પડ

યું હોય, તેને આપણે હાથે કરીને ખસેડવામાં કાંઈજ નહી પણ ખરૂં દેશહીત છે અને તે ભલું કામ નામવર ગોરાજેએ માથે લીધુંછે, તો તેમાં સાંમેલ થવા ને અમે પુર ખુશી બતાવીએ છઇએ. અમારી સરદારી તલેનાં દરએક બાહાદુર શીપાહ બચ્ચાની સાંમેલગીરી ઉપર તમે ખાતરીથી ઇતબાર રાખજો અને ખુબ રવેસે યાદ રાખજો કે ઇરાંનવેજનાં ભલાંને કાજ એક જાલમી રાજને બદલી નાખવા ઉપર જારે એકવાર આ દેલાવર દીલ લાગાં તો હરગેજ તે પાછા ફરવાનાં નથી.

[સરદારો જાયછે.

**શેહેરનવાજ**—(એકલી) રાસ્ત મનસનીની મદદ એ લોકોની છે. મારો જીવ કરતાં જાંની ગોરાજે જોહાકને લઈ સરહદની અંદર દાખલ થયોછે અને તેનાં તમામ દોસ્ત આશનાવો તેની દાદખાહી તથા મરવતને ખાતર તેની સાથ મળી જવાંને તઇઆર થયાછે તો મારૂં દીલ જે પેહેલેથીજ મારા ધણીને મળેલું હતું તે આ વખતે મળી જવામાં કેમ ઠીલ કરે ? એ દોસ્તો અને રઇકોની મદદ ઉપર મારા ગોરાજેએ મોટી ઉમેદનો મેહેલ ઉઠાવયોછે, કેમકે જો સરદારો પોતાનાં લશકર સાથ તાબે થાયતો શમશેહેરનાં એકબા જરબ વગર ઇરાંનવેજ જીતી લેવાનું આશાંન થઇ પડે. સરહદનાં શેહેરો અને કીલ્લાએ એજ રીતે તેનાં વધતા કાબુ આગળ નમી પડયાછે અને હવે આ પુરાતન પાએતખતને એજ રવેશે તાબે કરવા મજ તાબેદાર ઓરતની તે મદદ માંગે છે તે આપવાને હું સરોચશમથી બંધાયલી છઉં. મારા ધણીની પડતીથી મારી ચહડતી કદી થાયજ નહી—વાસ્તે તે પોતાની ચહડતીને સારૂં જોહાકને મળશો તો મારી પડતીને પાડવા સારૂં પડતાં પડતાંબી તેને ટેકોજ આપશ.

[એક કાસદ આવેછે.

કેમ વધાઈને લાવનારા જવાંન મારા ખાવંદ તરફથી શું ખબર લાવયોછે?

**કાસદ**—હું માફ માંગું છઉં, ઓ નેકબ્નદ શાહજાદી. નામના ઉઠાવનાર ગોરાજેએ તું નામવરનાં સરનામાંનો રૂકો મને આપયો હતો તે જીવની મીશાલ જાલવીને આ મેહેલ સુધી હું લઈ આવયો, પણ જેમ એક કીમતી ભર દરીઆ પાર ઉતારી કીનારે ડુબે તેમ તું નામવરનાં ઉંબર ઉપરજ તે રૂકાને મેં ખોહયોછે.

**શેહે૰**—ખોહયો ? શી રીતથી ? જલદી બોલ.

**કાસદ**—એક મુરખ દેખાવનો અને હીચકારા તનનો શખસ, જે પછવાડેથી મારા જાંણવામાં આવયું કે સાહજાદા કાકુસ નામનો હતો, તેણે તું નામવરના દરવાજા આગળ મારા ઉપર હોમલો કરયો, મેં તેને બાહાદુરીથી હઠાવયો, પણ તેવામાં અકસમાત હોનારતથી મેં તેના હાથમાં તે કીમતી ખતને ખોહયો.

**શેહે૰**—અફસોસ ! કાસદ, એ તારી એવી ગફલત થઇછે કે તારો

અને મારો બંનેનો જીવ મુદલ સલામત નથી. તોપણ મને ધીરજ એટલી જ છે કે એ કાગળ એક એવા બેવકુફને હાથ ગયોછે કે જેને ફુસલાવી મારા હાથમાં લેવાને વાર લાગશે નહી, પણ તેટલા માટે તેને શોધી કાહાડવા સારૂં મારે વાર લગાડવી નહી જોઇએ. [તેઓ જાયછે.

[જમશેદ અને તેની પાછળ અરનવાજ આવેછે.

**જમશેદ**—(મોટા જુસાથી) નહી—નહી—નહી, બસ તું મારી પાસેથી જા. મારે આ જીહાંનમાં કોઇ સાથ કામ નથી. મારે કોઇને મળવું નથી. મારે કોઇને જોવા નથી. મારે કોઈ સાથ ગોફતગો કરવી નથી. મારે કોઇની મસલત જોઇતી નથી.

**અરન૦**—એક બે બોલ સાંભળો—

**જમશેદ**—નહી—નથી સાંભળવાનો. હુંતો દેવાંનો થયો, તારે સાંભળવાનું શું ? મારૂં હઇયું ફુટું, મારા કાન ફાટા, મારી અકલ ગઈ, તારે હવે સાંભળવાનું શું ? તુંજ એમ કેહેનાર હતી કે નહી ? બુઢો અરજાસપજ એમ બોલયો હતો કે નહી ? જામાસપે તેને ટેકો આપયો હતો કે નહી ? ગોરાજે દગાબાજ થયો કે નહી ?

**અરન૦**—પણ જરા ધીરજ—

**જમશેદ**—બસ—ધીરજ ? સાંની ધીરજ ? મારી ધીરજ ઉઠી ગઇછે. મારી છાતીમાં આગના સોલા ઉઠયાછે. મારૂં જીગર ઉડીને બાહેર પડેછે.

**અરન૦**—અરે ! વફાદારીનો આ બદલો કે ?

**જમશેદ**—આજે વફાદાર કોણ છે ? મારા અકાબરો ? તેઓતો મારા દુશમન થયાછે. મારૂં લશકર ? તેણેતો બલવો કીધોછે. મારો દસતુર ? તેતો નાફરમાન થયોછે. મારો સપેહસાલાર ? તેતો સતાની સાંમો થયોછે ? મારો વજીર ? તેતો દુશમનને જઇ મળયોછે. વફાદારીનો બદલો તું ના બોલ, પણ હું ફરીઆદ કરશ કે આલમની પનાહદારી અને પોસતીનો આ બદલો કે ? અરે ! મારા હાથ અકડી જજો કે જે હાથે નીમખહરાંમોને મેં નવાજયા. અરે ! મારી બાજુ જમેશતાનના બરફથી બંધાઇ જજો, કે જે બાજુએ બેમરવતોને બચાવયા. અરે ! મારાં પાસાંમાં કાંટા ખુંચજો, કે જે પાસામાં સપોવી સપોવીને મેં જેહેરી સરપ પાલયા. સરપની ફુંકબી જેટલી જેહેરી નહી હોય, વીછુનો દંખ જેટલો કાતેલ નહી હોય તેટલું જેહેર દગલબાજીમાં છે. "નીમખહરામ આદમી કરતાં હકસનાસ કુતરો ભલો."(૧)

**અરન૦**—પણ હજી કાંઈ મોડું થયું નથી. ઉપાય આપણા હાથમાં છે.

**જમશેદ**—હવે મારૂં કોણ રહયું ? મારી બાજુએ કોણ છે ? મારો બચાવ કોણ કરેછે ?

---

(૧) ફારસી કેહેવત પોથી.

**અરન૦**—કોઈ નહીતો તારી બેહેનોતો છે.

**જમશેદ**—ઓ ! બે બેહેનો, બે નાતવાંન નારીઓ. બેહેનોબી સાવા અતે વફાદાર રેહેવી જોઇએ ? દુનીઆંજ દગાબાજ થઇ, જમાંનોજ જાલમ થયો, આસમાંનજ રૂઠયું, ખુદ હવા પોતે બેવફાઇની બદબો મારે, તારે બે બેહેનો શું બીસાદમાં ? એ વફાઈ નથી પણ ઠગાઈછે. ઓ બેમરવત, બેબે આનતી, બેઅંદાજ, બેએખતીઆર, બેહયા, બેવફાઈ તારી હદ કાંહાંછે ? તારો અંત કાંહાં છે ? (તુછકારથી) બેહેનો ! બેહેનો ? વેરસીઓ. એક બેહેનનો ખાવીંદ બલવાખોર થયો, બીજી બેહેનનો દીલદાર બલવાખોર થયો અને તેમની સાથ જોડાયલી બેહેનો જો પોતાની ફરજ બજાવા ચાહેતો તેઓ પણ બેવફા અને બલવાખોર હોવીજ જોઇએ. પણ તારે તમોબી તમારા ધણીઓની મીસાળે તમારી બેવફાઈ જાહેર કાંએ નથી કરતાં ? છુપી ખરાબી જાહેર ખરાબી કરતાં વધારે ખરાબી કરેછે. જાઓ—મારી આગળથી નાબુદ થાઓ.

**અરન૦**—ઓ આફત ! દુશમનો નજદીક આવયા, તોબી જમશેદનું ભેજુ ઠેકાંણે નહી આવતું ? (જોસથી) અએ ગાફેલ, આપણું રાજ જાયછે, તાજ જાયછે, સાજ જાયછે, ખાંનદાનની ખુવારી થાયછે, પાદશાહાત... પાએમાલી થાયછે, ધરમ બરહમ પામેછે અને તોપણ ઓ દેવાનાં શાહ તું તારી મગરૂરીની ખુમારીમાંથી બેદાર થતો નથી. અરે ! અમો કમતાલેની બેહેનોનું શું થશે ? અરે ! હજીબી કાંહાં મોડું થયું છે ? હજીબી હાથમાંની તક કાંહાં ગઇછે ? તારાં રાજનાંજ જે ઠાંમ તેઓને હજીબી કાંએ નથી તારા ઉપયોગમાં લેતો ? (ગુઠણ ઉપર) ઓ ઉંધા ભાયગનાં ગુમરાહ પાદશાહ કોઈ દાહાડે આવી આજીજીમાં તારી નાહાની બેહેનને તુંએ ગુઠણ ઉપર પડેલી જોઇ નથી; કોઈ દાહાડે તું સાથ આવાં જુસાથી એક વાંકો શુખન મેં કાહાડયો નથી. પણ આજે હવે હું મારો જુસો તાબેસ કરી શકતી નથી. જો ! ઓ, માહાબલ જમશેદ ! જાગરૂત થા. અરજાસપને છોડ, જામાશપને આંખોનું નુર પાછું બખશ અને હાલના શંકટમાં જરૂરની મદદને જોગવવાને બદલે હાંકી નો મેલ.

**જમશેદ**—ઉઠ અરનવાજ, તું નાદાંન છે. અરજાસપને છોડવા અને જામાસપની આંખોને આબી કરવાનું મારા હાથમાં છે અને ચાહું તારે તેમ કરી શકશ. પણ તેઓની મદદ વગર શું હું ગરજાઉપણે બેસી રહયો છઉં ? હજીબી તેઓ પોતાનાં ગુનાહની તાજેશ કરવાને નાં પાડેછે, અને તેવા નાંફરમાંનોને હું છુટા અને સુખી કરૂં તે કરતાં બેહેતર કે ઇરાંનવેજનું રાજ ઉંધું વલે, બેહેતર કે તેઓ જાલમી જોહાકને હાથ જાય, બેહેતર કે તખત અને તાજ બલીને ખાખ થઈ જાય કે જેથી પોતાનાં પાદશાહ તરફની બદ ચાલનો તેઓ

બદલો જુવે. તું જાંણતી નથી કે "બદીપર રેહમ લાવવી તે નેકીપર સેતમ ગુજારવા બરાબર છે."(૧) [એક સરદાર આવેછે.

**સરદાર**—ખોદાયા ખોદાવંદ જોહાકનુ લશકર બલખની નજદીક આવયું છે અને તે જાંહાં જાયછે તાંહ ફતેહનાં નગારાં વાગી રહયાંછે.

**જમશેદ**—પણ આપણું લશકર શું ઉંઘ કાહાડેછે !

**સરદાર**—લશકર તમામ બેદીલ થયું છે અને તે બેદીલીનો ચેપ છેક બલખ સુધી પોંહોંતોછે. સરવે કોઈ બોલેછે કે સરદાર વગર લશકર કેમ લડે ? સરવે કોઈ અરજાસપનો છુટકારો અને જામાસપની આંખોની દરૂસતી ચાહે છે. સઘળો આધાર એ બે શરતો ઉપર આવી પડયોછે અને જો એ શરતો બાહાલ નહી રેહતો જોહાક સાથ જોડાઈ જવાની તેઓ ધમકી આપેછે. અફસોસ !

**અરન૦**—અરે, અરે, અરે, આ શું ગજબ ?

**જમશેદ**—કેમ ? શું થયું ? એટલો બધો ઘભરાટ સાવાસતે બતાવેછે ? જમશેદ શું મરી ગયો કે તમો લોકો એટલી આશા મેળી દેઓછો ? મારો એલમ અને હોનર, મારી નેરંગ બાજી અને અફસુન ઉપર ફીઓ દુશમન ફાવશે ? માતર દલગીરી એટલીજ છે કે લોકોનો ચલાવનાર હું તેને બદલે લોકો મને ચલાવેછે. સાંટક મુશકેલ અને કબાહત આવયુંછે અને તેથી તરત વેળા મને મારો શખત વીચાર ફેરવવાની ફરજ પડેછે. વફાદાર સરદાર, દોડ અતર ઘડી, અને અરજાસપને આ સઘળી ખબર પોંહોંચાડી તેને કેહેકે અગરજો તું તારાં દેશને અને પાદશાહને ચાહાતો હોયતો છુટો થા, પણ છુટો થવા આગમચ જે વાંક સારૂં તું કેદ પડયોછે, તે વાંકની તોજેશ કર અને પછે આવીને તારી દાંનેશમંદ સલાહથી અમારાં દીલને રસતો બતલાવ. મારી દીલ બેહેલવનારી બેહેન તું જા, જામાસપને તેના અંધકારા અંધાપાની શીહા ઉંઘમાંથી ઉઠાડ તેને હું એકદમ જોતો કરશ, મારી રઇએત અને લશકરને હું રાજી કરશ અને દુશમનોને એવાજ અંધાપાના અંધકાર દોજખમાં હડસેલી દેવશ.

[સઘળાંઓ જાયછે.

[કાકુલ વાંચતો વાંચતો આવેછે.

**કાકુલ**—(વાંચેછે) "મારી દુર પડેલી દીલબર શેહેરનાજ—છેલો રૂકો તારી હજુરમાં પોંહોંચાડવા પછે અમારી ફતેહ વધારે ફીરોજમંદ થતી જાયછે. જોહાકનો જમનો હાથજ હું છઉં અને ગાંમો તથા શેહેરો અમારાં પગલાને માંન સાથ પુજેછે. હવે, દીલબર સઉથી મુશકેલીનો વખત આવયોછે, અને તેમાં બલખના ચુનંદા લોકોનાં દીલ આપણું દોસતો અને બેરબાહોની મદદથી જીતી લેવાની તારી કોશેશ તું જારી રાખશે તો હાલ જાંહાં બલખથી ૨૫ ફરસંગ ઉપરથી આ નામું લખુ છઉં તેને બદલે ઇનશાલા-ઓ-તાલા એકુબે રોજમાં તું જુદાઈ

---

(૧) સેખ સાઆદી.

ના જખ્મથી જલતી મોહોરદારને, ફતેહમંદી તથા હોરમતનાં વધારા સાથે ખુદ બલખની અંદર આવી મેટશે.

તારો વાહાલો

**ગોશાજે.**"

વાહવા ! માર ખાધોતો ખાધો પણ તરકટતો પકડયું. કમર ભાગીતો ભાગી, પણ કાગળતો મળયું. શોખ ચસમ અને નીમખહરામ ઓરત ! શું શું કારસતાંન કરતી ફરેછે ! કાગનું બેસવું અને તાડનું પડવું બરાબર થયું. જો એક પલનું મોડું થતેતો આ નામું લાવનાર હલકારો શેહેરનવાજનાં ઓરડામાં દાખલ થતે, પણ ખોદાનું કરવું, મારૂં આવી લાગવું, ને હલકારાનું પકડાવું સાથે થયું. તેના હાથમાં આ કાગળ હતું, તે મને જોઇને સંતાડવા લાગો. મને પડયો શક. મારૂં મગજ અસલથીજ શકમંદ છે. હું કુલે આદમ જાત વીશે કાંઇને કાંઇ સુબેહ ધરાઉં છઉં અને એવા શકને લીધેજ હું ફાલસુફી ભરેલી શોધો કરી શકયો છઉં, તો શેહેરનવાજનાં હલકા હલકારાનાં ફેલ હું શોધી નહી શકું ? ઘોડા ખંખારેછે કાંએ, ગધેડો ભુકેછે કાંએ અથવા મરઘો વાસેછે કાંએ તે હું કહી સકું છઉં. જોડાની ચાંચ કાંએ નહી હોય, શેહેરનું નાક કેમ હોય, કરવતને દાંત કેમ હોય તથા ઘંટને જીભ કેમ હોય તે હું સમજાવી શકું છઉં. માથાંની ઉપર ટોપીને બદલે ટોપીની ઉપર માથું કેમ નથી પેહેરતા, તથા ઇજારનાં પાએંજો પગમાંજ કેમ અને હાથમાં કેમ નહી આવતા એ સઘલું ભેદોનો જાણનાર કાકુલ કહી શકેછે, તો શેહેરનવાજનાં ટુકરખાઉ ગોલામે નામું કાંએ છુપાવયું તે શું નહી કહી શકે? મેં તરત જઇને તેને ટોટામાંથી પકડયો અને દેવાલમાં દાબયો. તેણે મને કમરમાંથી પકડીને ભોંયપર પટકયો. બેહુ એકનું એકજ હતું. દેવાલમાં દાબવાથી તેને અઢલવાનું સુખ થયું અને ભોંયપર પડવાથી મને જરા બરડો નાખવાનું સુખ થયું. એમ કરતાં તે ફરીને પેલીગમ ગયો તારે આ કાગળ ફરીને મારી ગમ આવયું. મેં જેવું તે ઉચકી લીધું તેવોજ હું નાહાસતો નીકલી આવયો, કેમકે નાહાસવામાં હરણી કરતાં હું વધારે ચપલ છઉં. મોટાંમાં મોટી શોધ મેં આજે કીધીછે એ નામાંને જીવ કરતાંબી વધારે જાલવીને જોડાની અંદર સંતાડું (સંતાડેછે) અને એક દમ જઇને જમશેદને તે જાહેર કરી તેને દુશમનથી સાહુચેત રાખુ અને તેનાં ઇનામ તરીકે જવાન અરનવાજ સાથ પરણવાનું માંગવું કરૂં. નજીવાં સુલમાંથી મોટા બનાવો પેદા થાયછે અને તેમ આ નજીવાં કાગળથી બે માહાભારત કામ પાર પડવાનુ મારે નસીબે સંતાઇ રેહેલું હતું. [શેહેરનવાજ આવેછે.

**શેહે૦**—ઓ—હો—મારા પેઆરા બેશાવંદ એ તારા હાથમાં શું છે ? જોઇએ જોઇએ.

**કાકુલ**—હાથમાં ? શુંછે ? કાંઇબી નથી.

**શેહે૦**—કાંઇ નહી ? હમણા મને એક કાગળ સરખું જણાયું ને તું ના પાડેછે ? આ વાસ્તે મારા સરખી એક નીરદોશ નારથી તું છુપાવેછે ?

**કાકુલ**—આ વાસતે નીરદોશ નાર બીજાનાં કાગળ જોવા માંગે?

**શેહેર૦**—(હસી પડીને) પકડાયો. ઘડીભર મારે જોવું નહી ઘટે, તોબી તેં કબુલ કીધું કે તારી પાસે રૂકો છે ખરો અને ઘડીભર હું નીરદોશ નહી હોઉં તોબી તું રૂકો ના પાડીને જુઠું તો બોલયો.

**કાકુલ**—પણ શુંદર શાહાજાદી, મારી સોડ કાગળ હોય ઇઆ નહી હોય તે સાથ તારે શું કામ છે?

**શેહેર૦**—એક છુપી વાત જેમ વધારે છુપાવે તેમ તે વધારે જાણવાની એક બાથરનેબી બાહેશ થાય. કાકુલ તું જુઠનો ગુનેહગાર ઠરયોછે એટલુંજ નહી, પણ તું આ નામું છુપાવેછે તે ઉપરથી મને શક જાયછે કે તું એક ઠગારો છે. તું જોહાક સાથ મળી ગયોછે અને તેની સાથ છુપાં કાગળ પ્રતરો ચલાવેછે.

**કાકુલ**—(મનસે) એ કાંહાં ગલે પડવા આવીછે. (મોટે) શાહાજાદી, મને ઘણું કામ છે વાસતે મને જવું જોઇએ.

**શેહેર૦**—નહી કાકુલ તારી આબરૂનો બચાવ કર, મારા વેહેમનો ખોલાસો કર. હજીબી તુંને વીચાર કરવાને હું થોડો વખત આપું છઉં. નહીતો કે હું હમણાં જઇને શાહ જમશેદને તારી ચાલ વીશે ખબર કરૂં છઉં અને આખાં ઇરાનવેજમાં હું તારી રૂસવઇની મોનાદી ફેરવાઉં છઉં. કેમ કાકુલ તેં શું વીચાર કીધો?

**કાકુલ**—વીચાર એજ, શાહાજાદી, કે મારે ઘણું કામ છે માટે મને જવું જોઇએ. [જવા માંડેછે.

**શેહેર૦**—(તેને ધરી રાખીને) નહી, નહી જવાશે, તું મારો બંધવો છે.

**કાકુલ**—હા! હું કેવું ચાહું છઉં કે આ વખતે પરી ચેહેરાની અરનવાજ હાજર હોય અને મને કેહે કે "તું મારો બંધવોછે" તો તેનાં બંદીવાન તરીકે રેહેવાનેબી હું મોટાં ભાગ્યેગ વીચારૂં.

**સેહેર૦**—હું સમજી, હું સમજી. તારે આ રૂકો જે તું છુપાવેછે તે કેથો મારી બેહેનનાં તારી તરફનાં પેઆરનો રૂકો છે.

**કાકુલ**—અરે તેવો દંન કેઆરે આવશે કે જારે તે ચંદર મુખનીનાં મુબારક દસકત મારી ઉપર આવે. અરે! તે લેખ ઉપરની શીહાઇ વટીક હું ખુશીથી પી જવશ.

**શેહેર૦**—બેવકુફ કાકુલ મને તુંપર દયા આવેછે.

**કાકુલ**—અને હું તું નામવરનો ઉપકાર માંનું છઉં, કે એક નાઉમેદ આસક તરીકેની મારી હાલત ઉપર તું શાહાજાદીને એટલી મેહેર આવેછે.

**શેહેર૦**—નહી નહી, તારી ભુલ છે. મને જુદાંજ કારણથી દયા લાગેછે.

**કાકુલ**—અને તે જાંણવાની મને રજા છે?

**શેહેર૦**—તે કારણ એટલુંજ કે મારી વાહાલી અરનવાજ વીશે તું જાણે

વેહેમાયછે. તેનું હેત પુરતું તારી ઉપર છે, તે તુંને જીગરનાં પેઆરથી ચાહે છે, પણ તું બચારાને તેની કસી ખબરજ નથી. વળી તારા હરીફ જામાસબ આં ધલો થયોછે એટલેતો અરનવાજ તારે હાથ આવવાની વકી નકી દીસેછે.

**કાકુલ**—શુગર, શુગરખોદાનાં! મારા દોસતોજે કાંઈ કેહેતા હતા તે વાતને ટેકો મળયો. પણ રેહેમદીલ બાંનું, શુંદર અરનવાજ જો મને એટલી ચાહે છે તો નેકા વીશેની મારી આજીજીભરી માંગણીને એટલી મચક કેમ નથી આ પતી? તે રોશન બખતે મનેતો ચાકારી કાહાડયો.

**શેહેર૦**—તે માતર બાહારથીજ. તેની મતલબ મોહોબતની કસોટી ઉપર તને તપાસી જોવાનીછે, કે એ રીતે તારા તરફ અનમની રેહેવાથી તું કોઈ બીજીને પસંદ કરેછે કે નહી અને તારી મોહોબતનો કીલો મજબુતછે કે માતર હવસને લીધે બાહેરનાં દેખાવનાં તકલીદી કોટ ઉપર ઉઠાવયોછે તે માલમ પડે, હજી તારૂં દીલ તેપરજ દોડેછે. માટે હજી તેનું દીલ તુંપરજ દોડેછે. ઓ! તે કેવી મારા કાલાવાલા કરેછે કે હુંએ તેની મોહોબતનો પેગામ તુંને પોહોંચાડવો અને વચે પડી નેકાની પેવંદ બાંધી આપવી.

**કાકુલ**—અરે તારે એથી વધારે મને બીજું શું જોઈએ? તારે તો થા હાજાદી તું કદરદાંન મારાં કારજની કરનારી થા અને મારાં દીલની એ મોટી માં મોટી ઉમેદને પાર પાડી આપ.

**શેહેર૦**—પણ તું જાણેછે અએ જવાન શાહજાદા કે માણસ જાતને મદદ અને મસલહત અરસપરસની છે. જો કોઈ એકલપેટો આદમી મારી કાંઈ ખીજમત નહી બજાવેતો હું તેની ખીજમતમાં કદી હાથ ભીડું નહી, અને તો પણ બીજાઓની મને મદદ મેળવવી હોયતો બીજાઓને હું ખુશીથી મદદ આપું.

**કાકુલ**—અને મારો પણ તેવોજ સુવભાવ છે. જોકે મને આલમનાં લોક બેવકુફ કેહેછે, તોપણ હું બેવકુફ નથી, તેનો મોટો પુરાવો મારી આ મોટી ખુબી છે અને તે એકે કોઈ પણ માણસનું ભલું થાય તેમ ચાલવું. શુંદર શેહેરનવાજ અગરજો તું નામવર તારી દીલરૂબા બેહેન અરનવાજનાં દીલને મારાં દીલસે બાંધી આપવાને કબુલ થાયતો હું તારો ફરમાબરદાર ગોલામ થઈ રેહેવાને અને તું કેહે તે હુકમ બજા લાવવાને હું પણ કબુલ થાઉં છઉં.

**શેહેર૦**—સાબેતી. પીઆરા કાકુલ એ વાતની સાબેતી જોઈએ.

**કાકુલ**—(મનસે) "પેઆરો કાકુલ" હા! કેવા મને એ બોલો સાદ આવેછે.

**શેહેર૦**—તું જાણેછે કે એક હાથનું કામ એક લાખ મોહોડાનાં સુખનોની બરોબરનું છે.

**કાકુલ**—અને મારા હાથનાં કામથી મારાં દીલની ગવાહી હસાનુંને હમણા આપવા હું ખોદાની ફજલો કરમથી શકતીવાન છઉં. લે શાહજાદી આ ફુકો તું પરીજાદને નામનો છે અને તારે હવાલે કરૂં છઉં. મને એ મારગ

માથી જડયોછે અને તું નામવરને આપવા માટેજ મેં એને સંભાળીને રાખ્યો છે. અને હવે એવાજ સંભાળથી તું મને અરનવાજ અપાવજે.

[રૂકો આપેછે.

**શેહે૨૦**—કાકુલ તારૂં કેવું હેશાંન મારા ઉપર છે. એતે ખરી ખીજમત (મનસે) જેવો મુરખ છે તેવો લુચો છે. રસ્તામાં જડયો એમ કહી મને એ ઠગવા આવયોછે, પણ સારાં ભાગ્યેગે મને આગમચની ખબર છે. એનાં બડાઈ મારનારાં મોહોડાંની ચાપલુશી અને દીલની ખરી ખાહેશ વચેનો તફાવત એની આ ઠગાઈ ઉપરથી માલમ પડી આવેછે.

**કાકુલ**—(મનસે) એ ગમે એટલી કબુલાતો આપે, પણ જો મને દગો દેશે તો હું બી એને દગો દેવશ. મારા હાથમાંથી એ કાંહ જવાનીછે? અસલ ખત મેં પાછો આપયોછે, પણ નકલોતો રાખેલીછે. (મોટે) શાહાજાદ તું નામવર જોગો આ રૂકો મેં ઉખેડીને વાંચયો માટે હું માફી ચાહુ છઉં અને કબુલાત આપુ છઉં કે એ કાગળ મધેની બીનાં હું કદી ઉઘાડી પાડશ નહી, પણ મારાં મોત સાથ તે પણ મરણ પામશે. પણ મારી અરનવાજ મને મલશે કે?

**શેહે૨૦**—તે વાતની તું એ ખાતરી રાખવી અને તું એ એ ખાતરીમાં આટલી ખાતરીને વધારવી કે મારાં કાગળની બીના ઉઘાડી પાડવાનો તારો ધીકાર તુંને પોતાને માંન ભરેલો અને મને ખુશાલી ઉપજાવનારોછે.

**કાકુલ**—ઉઘાડી પાડું? નહી—હરગેજ નહી. પણ મારી અરનવાજ—

**શેહે૨૦**—એમ જાંણજે કે તારી થઈ. તું જાંણેછે તો ખરો કે મારા ભાઈ ઉપર મને જેટલું હેત હોય તે કરતાં વધારે નહીતો તેટલુંજ હેત મારા ખાવંદપર મને રાખવું જોઈએ અને તેથી તેનાં હુકમતલે મારે રેહેવું જોઈએ.

**કાકુલ**—અલબતાં, અલબતાં. પણ મારી અરનવાજ—

**શેહે૨૦**—હું અફસોસ કરૂં છઉં કે મારા પોતાના મુરખાની વીરૂધ મને કામ કરવું પડેછે, પણ તે કરતાં વધારે મોટા મુરખીનું કામ નહી કરવું એ પણ અનઘટતું છે. [ફાડી નાખેછે.

**કાકુલ**—(મનસે) વફાદાર અને ભલીતો ખરી હો! (મોટે) અને હવે શાહાજાદી અરનવાજ મારૂં કાંમ?

**શેહે૨૦**—(જતાં જતાં) આવતી કાલે નકી. હમણાંતો આપણે છુટા પડીએ. કેવા જુદાં દીલથી આપણે મલયાં અને કેવાં એકદીલથી આપણ છુટાં પડીએ છઈએ!

**કાકુલ**—પણ એ મારી અરનવાજની ખુબી જો. (તેને ઉભી રાખી) કેમ ખરૂં કેની?

**શેહે૨૦**—હજાર વખત. (જતાં જતાં)

**કાકુલ**—(તેને ઉભી રાખી) પણ નેકનામ, મારી અરનવાજ સાથ આજેજ મુલાકાત નહી થાય?

**શેહેર૦**—કાકુલ ધીરાં કામ સાહેબનાં. (જતાં જતાં)

**કાકુલ**—(જતાં જતાં) બરાબર છે. (પાછો આવી તેને ઉભી રાખેછે) પણ શાહજાદી હું તું નામવરનું હેશાન માનતાં ભુલી ગયો.

**શેહેર૦**—તેની કાંઈ ચીંતા નહી. (જતાં જતાં)

**કાકુલ**—અરે પણ હીઆં જો નામવર (પાછી અટકાવેછે) આવતી કાલે મારા નેકા નકી કે ?

**શેહેર૦**—શાહજાદા હવેતો કંટાલો આવયો.

**કાકુલ**—હું ફરીથી માફ માંગું છઉં. [શેહેરનવાજ જાયછે.

પણ આપણે છેતે—હવેતો ગઈ. ચાલો તારે આપણેબી જઈએ. પાદશાહ લડાઈની પંચાતીમાં પડયોછે—પણ હું કેવો ભાગ્યેગશાલી કે લડાઈને બદલે લગનનાં અરાબોમાં પડયો છઉં. [જાયછે.

---

## પ્રવેશ ૩ જો.

### બલખ—જમશેદનુ દીવાનખાંનું.

અરનવાજ જામાસપને લઈ આવેછે.

**જામાસપ**—ફોકટની તકલીફ લીએછે, તું ઓ મારી જખમી આંખોના નુર અરનવાજ! હવે બસ કર અને મારી આ ગીરદેસત ગીરફતારી વીશે વધુ રંજ નો લે. આ આંધાપાની અગન અને સીહા શંકટ સાથ મારૂં બમાર હવે મળી ચુકયુંછે વાસતે દુનીયાંનાં એક ખુણામાં ખોદાની રાહાપર સબર રાખી મને સબરવા દે. હોરમજદ ભુખો ઉઠાડશે, પણ ભુખો સુવાડશે નહી.(૧) "માતર આ ઠંડોસતા હાથ મારા ભોમીયા થશે અને મારી ચેતન શકતી મારી આંખ થશે. અરે! જીવતાંઓની વચે પણ જીવતાંઓથી દુર હું જીવશ અને દુનીઆની ધામધુમ વચે મોત સરખો ચુપ હું પડશ."

**અરન૦**—અએ તેહેમતન આ બારીક હીગામમા સા વાસતે તું એટલો નીરાસ થઈ અફસોસ કરેછે? જો સબુરીની સંગત ધરેછે તો નાસબર થવાને બદલે આજરોજે શું થનારછે તે તારે ધીરજથી જોવું ઘટેછે. ખુશી થા વાહાલા કે જમાને જમશેદથી તુંને આંખોની રોશની પાછી બખશેશ થવાથી તું નવે જનમે જનમશે અને તારો નવો જનમ તે મારો, પાદશાહનો અને કુલે રાજનો નવો જનમ ગણાશે. તારા આંધાપાથી હું ગમનાં શીહા ગારમાં ગીરફ

---

(૧) શેકસપીઅર.

તાર થઈ છઉં પણ તું પાછો દેખતો થઈ મને સંસારનાં શુખની શેશની દે ખાડશે અને જેમ મારો તારનાર થશે તેમજ ઈરાંનવેજ ઉપર આવી પડેલી આફતનો મટાડનાર પણ તુંજ થશે.

**જામાસપ**—અફસોસ! જમશેદનાં ભમતાં ભેજાં ઉપરથી મારો ભરૂસો તદન ઉઠી ગયોછે. "હમેલદાર રાત કાલે શું જણશે"(૧) તેની કોઈને ખબર નથી અને કોણ જાંણે આ એક દુખમાંથી છુટવા જતાં કીઆં વધારે મોટાં દુખનાં આપણ ભોગ થઇશું. જમશેદ ઈઆ ઈરાંનવેજ વીશે મને કાંઈ સારૂં સુજતું નથી અને તારૂ જો હું સારૂં ઇછુંતો તે એજ છે કે મારા જેવા એક અપંગનો પીછો છોડ અને તારી ખીલતી જોબનના ખુલતા બાહારને લાએકના એક બાગબાંનની તું શોધ કર. આ પોહોલી અને ચોહોલી ધરતી મારા જેવા એક કમીના આદમીને રેહેવા જેટલી જગાતો ખચીત આપશે અને તારા સરખી એક દીલકશ દીલદારને મારા કરતાં લાએક ધણી પણ આપશે.

**અરન૦**—જામાસપ જો તું મને ચાહાતો હોયતો એ રીતે મને જાંજ નો ચહડાવ. તારા પીલતન જેવા દીલનાં બાહારનાં દેખાવ ઉપર જો હું લોભાઈ છઉંતો જમાંને જમશેદનાં મેહેલ માહેલાં પુતલાંઓ વધારે દેખામનાં છે. પણ મારી મોહોબતનાં રોપાનાં મુલીઆંએ તારી શુંદર સપાટીની હેઠાંણમાં જડ પકડીછે, તારા ખવાશોનાં ખજાંનાની ખાંન મને તુંપર લોભાવેછે અને ચશમોનાં જવા સાથ તે ખાશીએતો ગઈ નથી ? ઓ મારો જમાનાં વરનનો બીરાદર આવેછે અને ચશમોનાં ગોહેર તને પાછાં મળવાનો વખત પણ આવયોછે.

[જમશેદ, તેની બેરદુએ કાકુલ, સાએલીઓ અને રસાલો આવેછે.

**ચોબદાર**—નેગાહ રખો નેગાહ. યમોખસાયતે પરધાતો, પદરે એરીઅનામ વયજોની મુબારક સવારી ઉપર. પદરે અએરીઅન પનાહ!

**જમશેદ**—કેમ ? મારા સપેહસાલાર જામાસપ, તારી તબીએત કેમ છે ? આંખોનું તેજ તને પાછું મેળવવા ગમેછે ?

**જામાસપ**—સરીઅત પનાહ શાહ. જમાંનો તારો હમેશનો નેઘેહબાંન થજો અને તું જીહાંદારની ચશમોનું તેજ જાવેદાંન સુધી પરકાશજો. પણ મને એ બખશેશની હવે ગરજ નથી. આંખો છે તે દુનીઆમાં સુખ જોવા સારૂં આપેલીછે, અને મેં તું જાહાનશાહની નવાજશથી ઘણું સુખ જોયલુંછે. પણ જારે દુખ ઈઆ આફત નજરે જોવાનો વખત આવે તારે આંખોપર અંધાપાનો પડદો ફરી વળે એ એક દીલાસો છે.

**કાકુલ**—(મનસે) એની આંખ જો પાછી મળીતો મને દેખતી આંખના અંધાપા સરીખું થશે. [નકીબ દાખલ થાયછે.

---

(૨) શારસી કેહેવત પોથી.

**નકીબ**—કેબલએ ખુદા, ઓદાએ આલમ. જોહાકની તરફનો આસીરી અન એલચી તું જાંહાંનશાહની જનાબમાં રૂજુ થવાની કમાલ ખાએશ રાખેછે.

**જમશેદ**—બોલાવ સેતાબીથી. [નકીબ જાયછે.

અજદાહ સરીખા અજીદેહાકના શું પેગામનો તે કાસદ થતો હશે તે જટ જો ઇને આપણ ઠરાવ કરીશું. [જોહાકનો એલચી ખરીતો લઇને આવેછે.

**નકીબ**—નેગાહ રખો નેગાહ—પેગામના લાવનાર બવરી મુલુકના શાહ અજીદેહાકના ઉપર !

**જમશેદ**—મુબારક તારાં કદમ બુજોરગ પેગામને પોહોંચાડનાર.

**એલચી**—મુબારક તારી પનાહ અએ આલમપરવર. અમારા શાહોના શાહ અજીદેહાક તરફથી આ ખરીતો તારા તખ્તને પોહોંચાડવાના હુકમની ફરમાંબરદારીમાં હું આવયો છઉં. [માણસો ખરીતાને તખત આગળ મેકેછે.

**જમશેદ**—કેસવાદ, આ નામાંની માંગણી બાંગેબુલંદ પોકારે વાંચી સંભલાવ.

**કેસવાદ**—(વાંચેછે)—

ઇરાનવેજ મુલુકના ઓ ! પાદશાહ જમશેદ,
જમાનાને જગના જાંણેછે જે ભેદ.
આ રૂકાની રાહાપર ઉઠાવ તારૂં શર,
પેગામ મારો ખાશ વાંચીને ધેઆન ધર,
કે બવરી ને બાબુલ મુલુકનો હું શાહ,
આસમાન સુધી પોહોંચેછે જેની પનાહ,
બાહાદુર જેની બાજુ ને બુલંદ ધજા,
બલાગાતનું બલ, ને મજાહદાર ગજા,
સેમેટીક ટોળાનો હું શાહ સરફરાજ,
ઇરાન, તુરાન, ટારટાર સઉ ચાહેછે એ રાજ,
એવાં જે રાજનો હું શાહેબ ધણી,
આવયો છું લઇ લશકર તુંજ મુલકભણી.
ઉઠાવયો છે જગમાં કીનાનો પોકાર,
ચાહુ છઉં હું કરવા જમશેદનો શેકાર.
સબબ કે તું માંગે ઓદાઇ ઓટું માંન,
કેહેછે કે તુંથી છે મોત અને જાંન.
રોજી ને રજક, તંદરોસતી ને સુખ,
એશ અને આરામ, ખાએશ અને ભુખ.
એ શઉનો ઉઠાવયોછે દાવો ને હક,
હીની ઓદાના કલામાને બરહક.

અગર તું છે ખોદા, હું બંદો સમાંન,
તો પડ જંગી જોહાકની જંગને મેદાન.
અજમાવીએ આપણુ બંને એકેકસે હાથ,
જુવે બંદા ખોદાની બંદાસે બાથ.
અગરજો ખોદા થાય આદમીએત ખાક,
તો ખરો ખોદા ગણ તું જંગી જોહાક.
નથી થાયો, નહી થાશે મજ જેવો કોઇ,
મારી મીસાલ—મુરત જગે નથી જોઈ.
વાસતે હોય ખોદાઈ તારો ખરો દાવો,
તો લડીને કર તે મુકરર ને ઠાવો.
તું તો ધરાવેછે દીલમાં એક જાંન,
પણ ધરાવેછે તરણ તરણ પરાંણ મારૂં તંન.
તારૂં છે ભારી ફોજ, લશકર ને લાહુ,
પણ વીના લશકરેછું હું કુવતમંદ બહુ.
અજદા મારાં તન પર ધરાવેછે આગ,
કે ખાય તારાં મેજાંને કરી બે ભાગ.
માટે પડ મેદાંન જો હોય તુજમાં દમ,
ઈરાન તારાં નામ પર કરેછે માહેતમ.
જુલમનો પોકારેછે પોકાર કુલ દેશ,
કમકમી કાહાડેછે કરોધખી હંમેશ.
બરગશતી ને ખુવારીનુંછે તારૂં બખત,
એશ ને જેબાએશ થશે સમાપત,
પટકાશે જારે તું થઈ જમીનદોસત,
તારેજ થશે તારી ખોદાઇખી ખાંમોશ.
જમાંનાનાં જંમનો જોહાકજ છે જમ,
લડાઇ કીનાની ઉઠાવીછે મેં બુમ.

**જમશેદ**—(બુમ મારીને હેં ?
નીચ ખસલતનો દગલબાજ દેવ,
ગંધકી, ગલીચી, નસા, મેલ, પરસેવ
માં જનમેલો વસેલો પાપી દુશમન,
શું રાખેછે પોતાના મંનમાં ગુમાંન ?
સેતાંનીઅત હેવાનીઅત છે તેનો ખવાસ,
એબલીશ હેરેમનસે રાખેછે રેહેવાસ.

વમાસુન, વીચારમાં છે પાપી ચંડાલ,
બદ જેનું બદન ને મંન મોત મીસાલ.
ફીચકારો ને કીનો હંમેશ દરદમંદ,
જુતી, જાહેલ ને જુલમી રાત દંન.
ખરપસાંનો પાપી ખભાંપર મરજ,
ધરાવી ધરાવે ભેજાંની ગરજ.
હવસથી હાજતમંદ થઈ હાંકેછે ગપ,
ખભાંનાં દરદને ગણેછે સરપ.
વેહમાંવે વેહમીઓને કહી ખોટી વાત,
પેઆસથી કરી પેઆરા પરાંણોની ઘાત.
પણ આવીછે નજદીક તેનાં જીવની અજલ,
કે આવેછે ખુદ બ ખુદ મોતની આગળ.
કેહે તેને તરત અએ લડાઇના કાસદ,
ઉઠેછે આ દીલમાં કીનોને હસદ.
જોહાકના જીવપર તાપેછે આ તન,
વેહતાં ખનજરથી કરસ તેનું ખુન.
વેહતી સમશેહરનો એક જબરો જરબ,
થી લોટશે તે ખાકમાં થઇ ખુવાર ખરાબ.
તન તેનું વીંધવા એકજ તીર છે બસ,
છુરી કટારી કે નેજો જબરદસત.
પણ શું છે એ સઉથી જમશેદને જરૂર ?
જાદુઇને એલમ છે શું ઓછો કરૂર ?
એકજ ભણશ નીરંગ ઇઆ એકજ મંતર,
એક ફુક, એક અફસુન ઇઆ ભલુ ભણતર,
તો પડશે તે ભોંપર ને ફાકશે તે ખાક,
કતલ થશે કાળજું, સીનો થશે ચાક.
વાસતે કેહે ઓ કાસદ, કે જોહાક જાલેમ,
ન ચાહે જો થવા મોહોતથી મલાએમ,
તો તાબે થા મુજને આવી નમ શરણ,
કર તારી તાજેશ, ચાહ મારી, તારન.
ઉઠાવીછે જીહાંને જોહાકની ફરીઆદ,
કેહે તેને રાએ ખુબ રવેશ યાદ,
કે જંજીરથી જકડશ તેનાં પગ અને હાથ,
શરથી લટકાવશ લોખંડ સાંકળ સાથ,

હોમાવશ એક ગારમાં ઉધાં મસતકે,
હટશ નહી એક બદલે એક લાખ જોહાકે.
[મિલચી નમીને જાયછે.

**જામાસપ**—હા! આ જાલેમ અજદાહનાં હેંકાર ઉપરથી મારૂં દીલ કેવું કીના ભરયું થયુંછે!

**જમશેદ**—દલેર જામાસપ, આંખો ખોહોવાની તારી ખુશી નહી હતી અને તોપણ મારી ખુશીને તાબે થઈ તેં ખોહી, તેમજ હવે આંખો પાછી મેળવવાને તારી ખુશીની ઉપરાંત મારી મરજીને તાબે થા.

**જામાસપ**—તારી તાબેદારીમાં જો જાંન આપવાને ખુશી છઉંતો તેની આગળ આંખ શું બીસાદમાં છે?

**જમશેદ**—કાફુલ! નામવર જામાસપને મારી પાસે લેઈ આવ.

**કાફુલ**—(જાંમાસપને લઈ જતાં મનસે) આતો મારૂં ખુન મારે હાથે ... સરખું છે.

**જમશેદ**—સુરા જામાસપ, આ ઉગમણની બાજુ ઉભો રેહ (એક પાલો લઈને) આ મારા એજમતી પાલાએ (જાંમાસપની આંખોપર ચોપડતાં) દીન અને દુનીઆંથી બાતલ થયલા સેંકડો લોકોને જોતા કરયાછે અને જોતા લોકોને આંખ વીચતાં જે વાર નહી લાગે તેટલાવારમાં તારી વીંચાયલી આંખો ઉંઘડશે. કેહે જામાસપ હવે તને કેમ લાગેછે.

**જામાસપ**—ઓ અંધકાર! અંધકાર! રોશનીનાં કરતાં અંધારૂં વધારે દીસેછે.

**જમશેદ**—શું? જોઉં? ખરેખર, આ પાલાએ કાંઈ અસર થઈ નથી. વધારે વખતને લીધે તારી આંખોનું દરદ વધારે જરદપણે જડાઈ ગયુંછે અને વધારે જલદ ઉપાય માંગેછે (દવાનાં ટીપાં લઈને) આ તે અકસીર ઉપાય છે. (ટીપાં નામેછે) કેહ વાહાલા સરદાર, હવે કેટલો તફાવત લાગેછે.

**જામાસપ**—અરે! અરે! તફાવત ઓછો થવાને બદલે વધેછે. તફાવત ઉપરની ચીજો તફાવતથીજ આંખને વધારે રલીઆમણી લાગેછે, પણ મારી આંખોમાંતો એક તલ અને રેતીના દાંના જેટલો તફાવત જણાતો નથી.

**જમશેદ**—(અચરતીથી) અરે! આ શું બનાવ? મારા કીમતી એલાજની સાંમે આવી હટીલી ચસમો મેં કદી દીઠી નથી.

**અરન૦**—મારા આલમગીર સુરબી, જામાસપ જેટલો બાહાદુર અને કઠણ છાતીનો છે તેટલીજ કઠણ છાતીથી એની આંખો એલાજની સાંમે લડેછે વાસતે હું માંગી લઉં છઉં કે કઠણમાં કઠણ એલાજ અજમાવી જોવા.

**જમશેદ**—આ ભેદથી મારી અરધી અકલ ગુમ થઇછે, તોપણ એક ઇલાજ રહયોછે અને તે આફતને વખતે હોરમજદે ફરમાવેલી નીરંગસાજી

તારે માટે હું ભાગુંછું. (એક નવી દવાનાં છાંટા નાંખતો જાયછે અને ભણતો જાયછે) કેમ કમનસીબ જામાસપ હવે તુંને શું દેખાયછે? હું કાંહાં છઉં?

**જામાસપ**—અરે! ખરેખર—ઓ શાહેજમાંન તું કાંહાં છે? હું કાંહાં છઉં? મારી આંખો કાંહાં છે? તારો એલમ કાંહાં છે? મુવો હું.

[જમીનપર તુટી પડેછે.

**જમશેદ**—શું? નહી દીસતું? ફુટુંરે ફુટું, મારૂં ભાગ્યેગ ફુટું. જામાસપ! ઉઠ! મારી ગમ જો. હું જમશેદ પોતે છઉં કે કોઈ બીજો? જમશેદ જ હું હોયતો મારો એલમ કેમ નહી હોય અને એલમ જો ગાયોતો જમશેદ બી ગીઓ, ગીઓ, ગીઓ, જાહાનમનાં ગારમાં જઈ પડયો.

**અરન૦**—અરે ઓદા આ શું ગજબ? વાહાલા જમશેદ હજીબી કાંઈ એલાજ કરનારી જાંમેજાંહાંનુમાં મધે નજુમ જો અને મને તથા ઇરાંનવેજને આ નામચીન નર પાછો અપાવ.

**જમશેદ**—ઉઠો—મારાં વાહાલાંઓ ઉઠો ને હું જાંમેજાંહાંનુમાંનો આર પકડું તે વેળા તમો તે સાહેબની એબાદતમાં મશગુલ થાઓ. (જાંમ જોતાં) ઓ અમસાસપંદે માહ, ઓ દાવરે દાદગર, થાંઉંછું હું પશેમાંન અને તું કદરદાંન! ઓ કીધો મેં અજીમગુનાહ કીધો તે માફ કરી બખશ મને કમજીઆદતી શકતી અને મારો મેહેરબાંન થા. (જાંમ જોયા કરેછે) ઓ! અંધકાર! મને કાંઈ દીસતું નથી. જાંમ જવાબ દેવાને દગાથી નાં પાડેછે એ શું થયું? જાંમાસપ આ બંદગીની કાંઇ અસર તારી આંખોપર ઉતરેછે? વાહાલા જામાસપ મારી ગમ જો.

**જામાસપ**—હું શું જોઉં? હું કેમ જોઉં? કાંહાં જોઉં? કોણને જોઉં? અરે જાંહાંજોય જમશેદ, તુંએ મારી આંખોને ફોડી નાંખી તેમ મારા કાંનોને કાપી નાખ કે આ ભયંકાર દુખ જેમ હું દેખી શકતો નથી તેમ તે સાંભલીબી નહી શકું. વાહાલી અરનવાજ મને કોઈ એવા ગારમાં લઈ જઇને નાખ, મને કોઈ એવા ઉંચા પાહાડપર લઈ જઇને મેળી આવ, મને કોઇ એવાં જંગલની વચે લઈ જઈ રાખ, કે જાંહાં આ ગજબનો આવાજ મારે કાંહાંને નહી પડે.

**જમશેદ**—ઓ! હું મરૂ છઉં! હું જાંઉં છઉં! હું બેહોશ થાઉં છઉં! મને કોઈ ધરો.

[અરનવાજ છતીઆટી તેની આગળ દોડી જાયછે અને તેને હોશીયાર કરેછે.

[એક કાસદ આવેછે.

**કાસદ**—ઓદાયા ઓદાવંદ—

**જમશેદ**—(બુમ મારીને) બંધ કર, તારી જુબાંન બંધ કર. હું ઓદા નથી.

**અરનo**—જાંહાંપનાહ કેહ.

**કાસદ**—જાહાપનાહ, હું બેજોરગ અરજાસપ તરફથી તું નામવરનાં હુકમનો જવાબ લાવયો છઉં. આ સરજમીન ઉપર આવી પડેલી આફતથી અરજાસપ દુખી છે અને તારાં બરહક ફરમાન મુજબ તારી મુબારક હજુરમાં આવવાને તે નામવર રાજી છે, પણ તું જીહાંદારની શરત તે હજી નાકબુલ રાખેછે અને કેહેવાડેછે કે મેં કાંઇ ગુનાહ કીધો નથી, હું તોજશ કરનાર નથી અને વગર ગુનાહે તોજશ કરૂં તે કરતાં જારે સઘલા બંદીવાનો બલવો કરી છુટાછે તારે હું આ બંદીની બેદી પસંદ કરૂં છઉં.

**જમશેદ**—અરે—નહી—નહી—નહી—અરજાસપ ગુનેહગાર નથી અને તેને તોજશ કરવા હું કેહેતો નથી. તોજશને લાએકતો હું છઉં વાસતે સેતાબ જા અને મારા ગુનાહનો પસતાવો કરાવા સારૂં તેને તાકીદ તેડી લાવ.

[કાસદ જાયછે.

[એક બીજો કાસદ આવેછે.

**અરનo**—શંકટ સદા સામટું જ આવેછે. દુખનાં એક પાહાડપર બીજો પાહાડ ચહડતો જાયછે અને કેમ તું તે ઉપર કેટલો બોજો ચહડાવા માંગેછે? શી ખબર છે? સારી છે કે માઠી? સારીતો હોયજ નહી અને માંઠી હોય તો જ કેહેજે કેમકે હીઆંતો માઠી ખબરોનું ખમીર થઇ રહયું છે.

**કાસદ**—અને મારો પેગામતો બેહીસાબ રવેસે માઠો છે. જોહાકની જુલમાત ભરી જાલ માતર હીઆંથી ચાર મંજલ ઉપર પંથરાઇછે. આ બેરેહદવો દરફસામ પાએતખતની નજદીક દેવેનામ દુશમનો આવી લાગાછે અને તેઓનાં ઘોડાઓનાં પાંઉની લોહોડાંની નાલનાં ખુજારાથી જમીન અને ગગન શીહા ધુલારાં ભરયું બની ગયું છે. જામાસપની આંખો સાજી થઇ શકતી નથી એવી ખબર હવાની મીસાલે ચોમેર ઉડી રહીછે, તેથી બેદીલ લશકરની બેદીલી વધીછે. ભાગળ બાહાર આપણી છાવણીમાં મોટો ધભરાટ ચાલેછે અને આખું લશકર બુમ મારેછે કે જામાસપ આંધલો થયો તો અમે બી આંધલા છઇએ, કેમકે જામાસપ વગર અમોને રાહા બતાવનાર કોઇ રહયો નથી. લસકર જોહાકને તાબે થવા માંગેછે પણ સઉથી દુખદાએક ખબર એ છે કે શાહાજાદી શેહેરનવાજ આ ઘેર અને શેહેર છોડીને પોતાનાં ભરતાર ગોરાજેને મલવા સારૂં જોહાકની છાવણીમાં છુપી રીતે ગઇછે.

**જમશેદ**—બધો વાંક મારો છે, તેનો કાંઇ વાંક નથી.

**અરનo**—દેવની ખસલતની દગલબાજ દુશમન દુકતી, ચંડાલ, નીમકહરામ બેહેન, આકેબત તારી કરણીનું ફળ હીઆંને હીઆં જોજે.

**કાકુલ**—શેહેરનવાજની બેવફાઇની વાત ખરી છે. હું તે આગમચથી જાણતો હતો અને આ કાગળની નકલથી તેનો ખોલાસો થશે.

[કાગળ દેખાડેછે.

પાદશાહ તરફની મારી વફાદારી ખરો ભેદ બોલવાની મને ફરજ પાડેછે.

**જામાસપ**—કેવી વફાદારી ! કે તે દગલબાજ નાહાઠા પછે કાકુલ સતો થ ઇને જાહેર કરવા નીકલયોછે.

**કાકુલ**—(મનસે) અરરરર ! કાચું કપાયું.

**જમશેદ**—નીમખહરામ કુતરા કાકુલ, અગરજો મારાં રાજપર શંકટ નહી આવયું હોતેતો હું તુંને તારી ઠગાબાજીનું ફળ દેખાડતે. પણ હમણાંતો તારી સાથ મને કામ લેવું છે ને લડાઈથી ફારેગ થતાં સુધી એ વાતને હું મુલતવી રાખું છઉં.

**કાકુલ**—(મનસે) નઓદ ! નઓદ ! હવે જીવવું શું કામનું. હું જઇને કુવો પુરૂં, તલાવ પુરૂં, જીરાહનાં દરીયાવમાં ડુબી જાઉં, અલબરોજ ઉપર ચ હડીને નખાવી દેઉં, જેહેર પીને મરી જાઉં, પણ નહી હજી અરનવાજ સાથ પરણવાનું રેહેલુંછે.

[તેવામાં અરજાસપ આવેછે અને જમશેદ તખત ઉપરથી ઉતરી તેને લેવા જાય.

**જમશેદ**—(તેને ભેટીને) ઓ મારા રફીકોનાં રફીક—ઓ મારા બાપને તોલનાં બુજરગ—(છાતી ભરાઈ આવવાથી રડી પડેછે) કેહે મને હું કીઅ નાંખે તારી તરફ જોઉં. ઓ ! હું કેઇ બદ સીકલે તારી જોડે મારાં ગુનાહની માફી માહું. અરજાસપ મારૂં તાજ તું છીનાવી લે. જામાસપ, તારી આં ખોનાં વેરમાં મારી આંખોને ફોડી નાખ. અરે ! ગેરાજેનો સુબ દાખલો તમોએ કાંએ છોડયો ? મારાં પાપની સજામાં તમોએબી બલવો કાંએ નહી ઉ ઠાવયો ? મારા સરખા એક જુલમગારને બદલે જોહાકને તમે કાંએ નહી ન મળયા ?

**અરજા૦**—અએ મારા ગાફેલ પણ ગલમાંન સરીખા શાહા—તારા આ શું બુરા બદતર હાલ હું જોઉં છઉં ! અરે તારી પેસાંની ઉપરનું પેલું ખોદાનું બખશેલું નુર કાંહાં ગુમ થાયું ! અને આઇનાની મીસાલનાં ઓળા પ ડે એવો જે તારો દબદબા ભરેલો જલકાટ, જેને ખાતર તું નામવરનાં જમ નામ સાથ શેદ એતાબ જોડયો હતો તે ઝલકાટ કોણે છીનાવી લીધો ?

**જમશેદ**—થઈ ચુકું ! બસ થઈ ચુકું ! મારો સેતારો અસત પામયો, મારૂં ભાએગ ઉધું વલયું, એકબાલ ફુટું, અકલ ગુમ થઇ, એલમ નાબુદ થ યો, અને નુર ઉડી ગઉં તો હવે જમશેદનું ખાલી ખોખું આ જીહાનમાં શું કા મનું ? ઓ મારાં પાપની આ પુરેપુરી સજા મને થઇ ! તકોબરી, તુંદાઈ મગ રૂરી, મોટાઈ, તથા બીસનીનું આ ફળ મને મળયું. ઓ અરજાસપ ! હું પશેમાન થઈ પુર તોજશ કરૂં છઉં વાસતે આ નાશમાંથી કોઇબી રીતે દેશ ને છોડવ, લશકરની બેદીલીને કોઇબી રીતે પાછી ફેરવ, ઇરાનવેજને દેવને

આધીન અને એખતીઆર થતું બચાવ. ગેરાજેને પાછો તેડાવ, દુશમન સાથ સુલેહ કર. કાંઇબી કર.

**અરજા૦**—અફસોસ—કે ઘણું ભોડું થયું અને કાંઇ પણ ઇલાજ હવે ચાલવાનો નથી.

**જમશેદ**—અરજાસપ તું જોહાકની દરબારે જા. તેનાં પાંઉપર માંથું મેળ અને કેહે કે મારાં વાહાલાં વતનને ખાતર હું એકવાર ખોદાથી નવાજેલો કુવતમંદ શાહ તેને તાબે થવાને તઇઆર છઉં. મારૂં સીર કાપીને તેની આગળ મેળવાને ખુશી છઉં, જો તેમ કીધાથી તે ફતેહની નીશાંણ દાખલ મારૂં દોકું લઇને પાછો ફરે અને જો મારાં મરગરજાંન ગુનાહને ખાતર નીરદોશ ઇરાંનવેજ ઉપર પડતી આ આફત મારો પાપી ચંડાળ જીવ ખોહોવાથી ટલે. ઓ વાહાલાં વતન! તારૂં શું થશે? ઓ યજદાંન કાંઈ ઉપાય બતાવ! મને ગમે તે શીખસા કર, પણ મારાં આ ફલવંત અને આબાદ મુલુકને [illegible]વ!

**જામાસપ**—મારાં સરતાજો, આ પરમાંણેની ગમખારીથી આપણું શું [illegible]નારછે? આપણો દુશમન ફતેહની એવી નોક ઉપર આવયો છે કે આપણા બાહાદુર લોહીની ગરમીને ઠંડી પાડી બીચકારાપણાંથી અગર આપણ સુલેહ કરવા માંગશું તોપણ તે ફતેહની કીરતી જતી મેળવાનો નથી. જો એમબી બીનપસતીજ આપણા નામોશી ભરેલાં નામને લાગી રેહે, તેનાં કરતાં બેહેતર એજ છે કે આ બુલંદ દરજાનાં પાએતખતનાં બચાવને ખાતર એકવાર જીવ [illegible]આવી છેલી કોશેશ કરીએ અને છેલુ લોહીનું ટીપું રેહે તથા જાંન તન[illegible] છુટો થાય તાંહાંસુધી દેશની દામાંનને નહી છોડાએ. જીતવાની ઉમેદ આપણને થોડાજ છે. "તોપણ આશા માણસની છાતીમાં અનંત કાએમ છે"(૧) અને પોતાની મેળે દુશમનને હાથ જવા કરતાં આપણામાં તાકાત હોય તાંહાં સુધી તેની સામાં થઇએ અને તેનામાં તાકાત હોયતો આપણ અને આપણા દેશ ઉપર તેને ફાવવા દઇએ તથા દેશની જંગમાં બાહાદુરીથી જીવ આપીએ.

**જમશેદ**—અરે પણ મેદાનમાં કમર બાંધીને કુવત કસવા સારૂં હવે મારૂં કોણ રહયું? ગેરાજે મારા જુલમથી કંટાલી દુશમનને જઈ મળયો એટલે મારી બાજુ ગઈ. બાહાદુર જામાસપની હું ફુટેલા નસીબનાએ આંખો ફોડીને મારા હાથ પગ કાપી નાખયા. અરે હવે કોણ રહયું?

**જામાસપ**—પાદશાહ હું બેહુ આંખે અપંગ છઉં તોપણ જંગનાં મેદાંન જ ગોયા મારૂં જીવતર છે અને તાંહાંથી હું ગેરહાજર રેહેવા ચાહાતો નથી. આ તરાંબાની દેહએ પોતાની દેલાવરીથી દેવોને જેર કીધાછે, તે દીલ આ

---

(૧) પોપ.

જેથી આફતમાં તરે આવેછે અને મારા જે પેહેલવાંની લોહીએ લીલોતરી ભર યાં એતરોને દેશનેખાતર ફીરમજી કરયાંછે તે લોહી પાછું લોહીનીજ નીખ ચલાવા નીકલેછે. પાદશાહ તુંએ મને આંધલો કીધોછે, પણ હું મારૂં હેશાન માનું છઉં કેમકે દેશનાં બચાવને માટે હવે હું આંધલા જહનુનથી લડશ અને મારી આ છેલી જંગમાં બુઢા ઇઆ જવાંન, નબલા ઇઆ જોરમંદ સરવે દુશ મનોને આંખ વીચીને ઠાર કરી પછે આ પવીતર જમીનપર પવીતર જંગમાં મારો પવીતર જાંન જબે કરશ.

**જમશેદ**—આફરીન! ઓ જીહાંન દીદેહ જામાસપ, જારે તું અપંગ આં ખે અને સરગરદાંની વચે આટલી દલેરી દેખાડેછે તો તારી દેખતી આંખે ફીઓ આંધલો દુશમન આ ઓહોલાં દેશ ઉપર ચઢતે ! હા કેવો હું કમબખત કે આજે મારી તકસીરથી તેમ નથી બનતું !

**અરજા૦**—જામાસપની હીમત ગમે એવી મરદાંનગી ભરેલી છે, તોપણ એ મસત હાથીની ગરદનને તોડનારા નામવર સપેહસાલારે હવે જંગથી ... ઉઠાવયો જોઇએછે, કેમકે અપંગ આંખની સરદારી તે દેખતી આંખના ... ધાપા સરીખું છે.

**જમશેદ**—મારા તેજ ચુંગાલનાં દલેર, તારી ખાએશ હોયતો છાવણીમાં તું હાજર રેહ, જે થોડું લશકર આપણા હાથમાં બાકી છે તેમનાં ઉપર ફકત તારાં મુબારક કદમની હાજરીની અસર બસ છે. આ શેવટની લડાઇમાં તું શેરમરદની જગોએ હું કમર તંગ કરશ અને મારાં પાપોની સજામાં હજી મારે મારૂ ખોદાવંદે બાકી શું રાખયુંછે અને કીસમતની બાજીમાં તકદીર કોણ ... આપેછે તે હું જાતે લડીને જોવશ. અરજાસપ તારી દાનાઈ ભરી અકલ... કોટ પાછલ મારો બચાવ રેહશે અને કાકુલ લડાઇનાં મેદાનમાં એકલા તારા કુવત ઉપર મારો આધાર રેહેશે. કાકુલ તારી બનતી મદદનો ઉમેદવાર છ ઉં. તમો નામવરોની દુવા અને મદદથી આપણ દુશમનનાં ખભાં ભાંજીશું અને નહીતો ઇરાનનાં બચાવમાં કીમતી જીવ કાહાડી આપીશું.

[જામાસપ અને અરનવાજ સીવાએ સઘલાઓ જાયછે.

**જામાસપ**—અરનવાજ, મારી જીનત બખશ દીલદાર, આ છેલી ઘડીએ એક છેલી અરજ બાહાલ રાખ. તારા મુબારક હાથે દુશમનને જબે કરવાની એક સમશેહેર મને લાવી આપ.

**અરન૦**—જામાસપ એમ નો બોલ. ઓ ! મારી દીલસોજ મોબતનાં જોસનાં આવા અચબુચ શેવટની મેં આશા નહી રાખી હતી, અને તેવી ઉલ ભરી આશામાં તું મને નીરાશ કરીને કાંહાં જાયછે ?

**જામાસપ**—અરનવાજ, બચાંની મીશાલે હીમત નો છોડ. જુદાઇનો ઘા મને થોડો કારી લાગતો નથી, પણ વાહાલાં દેશની જુદાઇનો વધારે જખ

ન જખમ પેહેલાને વીસરાવે છે અને જારે એક ઘા તાતોછે તારે બીજાને તા. તો કરી દુખ ઉપર દાહામ નો દે.

**અરન૦**—અરે જમાના આ શું જુલમ! એ જીગરના હાર, મોહો બતની ઉમેદેરાયલી ભર ઉમેદોનો ભંગ નો કર, સંસાર સુખનો સમુદર તરી આવી કીનારા ઉપર નો ડુબાડ, મોહોબતના દરદીને મોતના મોહોડાંમાં સોં પી તું તે દરદીની દવા તેને છોડી નો જા. જામાસપ! એ જામાસપ! તું નો જા—તું નો જા.

**જામાસપ**—અરનવાજ—જરા ધીરજ રાખ, ખોદાપર વીસવાસ રાખ.

**અરન૦**—તું છે તો ધીરજ છે, પણ તું જાયતો ધીરજબી છોડી જાય. વીસવાસ, સબુરી સઉ તુંમાં છે, મારો દીલાસો તુંથી છે, મારી ઉમેદ અને મુરાદ તુંપર છે, અને તુંજ જો જુદો પડતો તમાંમ સુખ મારી સાથ કેમ રેહ?

**જામાસપ**—મારા સરખા એક આંધલાપર તુંને શું આશા હોય? જી ... બાતલ થયલો આ સંપજ ભરેલી જીહાનમાં શું કરી શકે?

**અરન૦**—તારે એક અપંગ માંણસ લડાઇના મેદાંનમાં શું કરી શકશે? ... નહીં મારાં એક હજાર મોહોડાં વાટે હું બોલું, તોપણ, જામાશપ, આ અરજ કરતાં થાકું નહી.

**જામાસપ**—અરનવાજ, જમાંનો જાંહાં રૂઠયો તાંહાં આકેબત મોતજ છે, તારે તે મોતે હીચકારા પેરે મારયો જવા કરતાં દેશનાં બચાવમાં બાહાદુરી થી મરતાં મને નો અટકાવ. અરનવાજ તારી રગેરગ કદીમ ઘરાંની લોહી ... એટલુંજ નહી, પણ પાદશાહી લોહી દોડેછે તારે પાદશાહી માદરોને મ ... જોસો રાખ અને એક ઘરાંની બચાને જંગમાં જીપલાવા દે.

**અરન૦**—જો હું બચ્ચાંની માદર હોઉંતો તેમજ કરું, પણ તેમ કરવા આગમચ, એ! દેલાવર, મને માદર બનતી નો અટકાવ. એ ગીરદેસત શપેહ સાલાર, તારું શું થશે અને તારા વના મારું શું થશે! લડાઇની દોડધામમાં તારી ખીજમત કોણ કરશે! અરે! તુંને ચલાવશે કોણ? ખવાડશે કોણ? જીવાડશે કોણ?

**જામાસપ**—આ જુદાઇની સરજત માટવાની નથી. પણ આ દેખીતી આફતની વચે તું દીલબરપર પડતી જફા મને જારે યાદ આવેછે તારે મારું જીગર સંખુ વીધાઇ જાયછે. અરે! જો આ કમબખત પાદશાહની હાર થઇ, અગરજો જાલેમ જોહાક ફરીનવેજ ઉપર જીતીઓ તો એ દીલરૂબા માશુક તારા શા હાલ થશે? તું કાંહાં જશે? તું કોણ સાથ રેહશે? (અરનવાજ હાય મારેછે) દીલબર મારી ગમ જો. આ જીહાંન દીદેહ દીદાએ આખી જીંદગીમાં કદી આંસુનું આબ નથી પાડયું; પણ જો, તું દીલદારનાં ગમ માં આ કાંસાંની કાઠી નરમ થઇ તેના રોખસારા ઉપર વેહેતી આ ધાર. નીક

જો એ નાતવાન મન કમયાબ મોતીઓ, એક પેહેલવાનની આંખમાં આજીજું કેવાં હોય ! જાઓ કોઈ કોમળ નારનાં રોખસારાઓનાં ગોલાબ ઉપર સીપની કરવા, જાઓ કોઈ વધારે નરમ છાતીનાં અંતરમાં દવની મીશાલે જુહુલાઈ રે હેવા, જાઓ કોઈ વધારે શુંદર નેનોમાં મોતીની જાલરથી સણગાર કરવા. એ કેવાં ભારી કદમે આ એવાંન છોડી જાઉં છઉં. અરનવાજ આ છેલી કોઠી— શુંદર ફરી આપણ હીઆં મળનાર નથી.

**અરન૦** નાહી એ દલેર હું તને નથી છોડનાર. અગર મારી સાથ તું નહી રહી સંકેતા તારી સાથ તું મને રાખ. જામાસપ હું બી આઉં તારી સંગાથ છાવણીમાં. છાવણીની ધડ પકડ વચ તારી સોડે રેહેવશ અને જીવવું અગર મરવું એ મને તારી જોડે રાખશ. નાહી—તેહેમતન, મારી આ બીજી અરજ રદ નો કર. ચાલ આપણ જઈએ અને ખોદાની યારીથી તદબીરી કરીએ.

[અરનવાજ જામાસપને ચલાવી લઈ જાયછે.

---

## પ્રવેશ ૪ થો.

### બલખ—જમશેદનાં મેહેલમાં એક ઓરડો અને બારણું.

કાકુલ એકલો આવેછે.

**કાકુલ**—દેશની શી દરકાર છે? રાજની શી દરકારછે ? દોલતની શી ર છે? જો એ માશુક મારે હાથ આવેતો. એક છેલી, છેલી અરજ હું તેને ક કોણ જાણે ? કદાચ હવે તે મને કબુલ કરશે અને મારા દોસ્તો વાજબી કેહેછે કે મને તે કબુલ કરે એવાં કારણો છે. જામાસપની આંખો સાજી થઈ નથી એ એક કારણ છે. જામાસપની પદવીએ હું ચહડયો એ બીજું કારણ છે. શેહેર નવાજે એને સમજાવી હશે એ તરીજું કારણ છે. આ રાજ ધાસ્તીમાં આવી પડયુંછે એ ચોથું કારણ છે અને એ કારણપર કારણ જારે એકઠાં થયાંછે, તારે મારી સાથ નેકા કરી નીકલી જવું જોઈએ એ મોટું કારણ થઈ પડેછે, વાસ્તે હવે એકદમ એની સાથે વાત કરૂં. (બારણું ઠોકેછે) શાહજાદી અરનવાજ ! નામવર ! નેક કેરદાર !

**અરન૦**—(અંદરથી) એ કોણ છે?

**કાકુલ**—તારૂં એક ભલું ચહિનારો, તારા હકમાં દુવા ચાહનારો, એક ગોલામ અગતનો પેગામ લઈ આવયો છઉં. [અરનવાજ બારણામાંથી આવેછે.

**અરન૦**—કેમરે ! કારસાલાર કાકુલ શું કેહેછે !

**કાકુલ**—કારસાલાર ? બાનુ હવે હું સેપેસાલાર થયો છઉં.

**અરન૦**—સપેસાલાર તો સપેસાલાર; પણ તું શું કેહેછે? સેતાબ બોલ, મને અતીશય રોકાણ છે.

**કાકુલ**—અને નામવર નાજનીન મારી રોકાણ કાંઈ ઓછી નથી, વાસતે હું તારો વખત રોકવા આવયો નથી.

**અરન૦**—તારે પાછો જાયતો મોટી મેહેરબાની.

**કાકુલ**—જે કામસર આવયો છઉં તે કીધા પછે હું મુદલ થોભશ નાહી, જે વાત કેહેવા આવયો છઉં તે વાતથી વધારેવાર હું વાત કરશ નાહી.

**અરન૦**—વાત કરવા અને કામ કરવા? શું છે?

**કાકુલ**—શાહાજાદી શેહેરનવાજની ફરમાસથી હું આવયો છઉં.

**અરન૦**—કોણ? શેહેરનાજ? એ નીમખહરામ કાંહાં છે? તે શું હીઆં છે? હીઆંથી તેણે તુંને મોકલયોછે?

**કાકુલ**—હીઆં હતી તારની મને ફરમાસ કીધીછે. તેણે મને કહયું છે કે ત... અવર મારા ઉપર કુરબાન છે અને આ જમાન આપણને થાગ નથી આપતો વાસતે ચાલ આપણ સાદી કરી આ દુશમનનાં પંજામાંથી નીકલી જાહએ.

**અરન૦**—કાકુલ, તારું કાલું કર, તું તારો કંટાલો આપવા આવયોછે.

[જવા માંડેછે.

**કાકુલ**—શાહાજાદી જરા સાંભળ. આ મારી છેલીજ અરજ છે.

**અરન૦**—પણ હું તુંને છેલો જવાબ ધીકાર સાથ આપી ચુકી છઉં. હું અતીશ દુખમાં પડેલી છઉં વાસતે મારા સીનાનાં આતસને આ ઝેવરને વ... રાખું છઉં, પણ આ હુકમ તેને તું ના ઉસકેર અને હી આંથી તારી સીકલ પાછી લઈ જા.

[જવા માંડેછે.

**કાકુલ**—તારે હું જબરીથી તુંને લઈ જવશ.

[તેને પકડેછે.

**અરન૦**—છોડ બેહયા ચંડાલ!

[તેના હાથમાંથી છુટીને તેને એક આંચકામાં જમીનદોસત કરેછે.

**કાકુલ**—જો શાહજાદી હું આપઘાત કરી તારા ઉપર જીવ કાહાડશ.

**અરન૦**—એટલું પાપ આ પાપી જીહાંનમાંથી ઓછું થશે.

[જતી રેહછે.

**કાકુલ**—અઈઆર, મકાર વેશીયા, કાબા કનીજ, મકારે ઓરત. હું જીવ કાહાડી નાખું—આપઘાત કરીને બસ પરાણ કાહાડું. આ અપમાન શું થોડું છે? બસ હવે જીવેલું શું કામનું? લડાઈનું નામ સાંભળીને હું ધુજું છઉં, તેમાં અંતે મારયોતો જવશ. તેનાં કરતાં જેહેર પીને જીવ આપું કે પછે મારે લીધે લડાઈ અટકે અને મારા વગર પાદશાહી ઓહોવાની બદનામી આ હઠીલા છોકરીપર આવે. પાદશાહી દવાખાનામાં તરેહવાર જેહેરો ભરેલાં છે, તેમાંથી દરાખનું જેહેર પીને હું મારો જીવ કાહાડી આપશ.

[જાયછે.

---

## પ્રવેશ ૫ મો.

### બલખ—પાદશાહી મેહેલનુ દવાખાંનું.

કાકુલ ધસયો આવેછે.

**કાકુલ**—બસ—બસ હવે વધારેવાર થોભાતું નથી. બસ મારે જીવ આપવો જોઇએ. હું મરી જાઉં છઉં ઓ પશંગ! ઓ મારા સરદારો! મારા દોસતો! મારી છેલી સલામ. [પશંગ અને દોસતો દોડી આવેછે.

**પશંગ**—નામવર કાકુલ અમોને તું એ બોલાવયા અને અમો આવી પુગવા આગમચ તું નામવર આ શું કરેછે?

**કાકુલ**—અરે હું મરી જાઉં છઉં.

**૨ દોસત**—(મનસે) પીડા ઓછી, કાલે મરતો હોયતો આજે મર.

**પશંગ**—અરે નામવર કાકુલ તું થોડા વખતની દોસતી બાંધીને તેં હમોને છોડીને કાંહ જાયછે!

**૨ દોસત**—(મનસે) જાંહાંનમમાં.

**કાકુલ**—બસ મને મરવા દેવો, આ ધરતી મને થાગ આપતી નથી. જીહાંનમાં દોસતો મને બેહેસત મળશે કે નાહી?

**પશંગ**—તું નામવરને જો બેહેસત નાહી મળે તો પછે કોને નાહી મળે અને બેહેસત આલીજા રેહ એમ જાંણવું. પણ નામવર તું ના જા.

**કાકુલ**—અરે તારેતો મને જલદી જવા દેવો.

**૨ દોસત**—(મનસે) જેમ જલદી મરે તેમ અમારો લાભ છે.

**૧ દોસત**—શાહાજાદા આ જવાંન, કીમતી, કાજગરો જાંન હાથે કરી ખોહોવાની નાદાની ના કર.

**૨ દોસત**—(મનસે) જેમ બોહોસ કરશું તેમ વધારે ઉસ્કેરાશે અને વધારે મરવા માગસે.

**કાકુલ**—યારો તમને છેલી સલામ. મને ભેટી લેઓ (તમને ભેટેછે) આપણે પેલી જીહાન મળશું. દોસતો તમારે મારીપર ઘણું હેશાંન થયું છે અને તેના બદલામાં મારી દોલત તમારે સવાધીન કરવાનાં બત મેં તમોને આપયાછે. મારું ઝવેરાત પેઆરા પશંગ તારું છે અને તારી હવેવીને તેથી સણગારજે. મારો મેહેલ (૧ લાને) મારા અજીજ મેં તુંને આપયોછે અને જુગ જુગ શાલ જીવીને વાપરજે. (૨ જાને) અને દોસત, તું મારાપર સદા મેહેરબાંન છે વાસતે મારો બાગ, મારાં ખેતર અને બાજી કુલે માલકતની કુલે પેદાસ તારે હવાલે છે. છેલી સલામ!

**પશંગ**—(રડવાનાં ઢોંગ કરીને) અરે કાકુલ તું જાયછે? કાકુલ જાયછે?

**૨ દોસત**—(મનસે) સામખો રસતો.

**કાકુલ**—(સીસો હાથમાં લઈને) આ પેલી દરાખનો ગલાયલો રસ છે. જેને જમશેદે કાતેલ જેહેર તરીકે જાહેર કરયુંછે.

**૨ દોસત**—(મનસે) જાણે જાદુઈનો અખતરો કરવા બેઠોછે.

**કાકુલ**—હા! એ જેહેરનાં ખુમો ચાકરોની મારફતે મેં કેવા મગાવીને ર ખાવયા હતા અને તે ગોયા મારેજ વાસતે રખાવયાછે. હા! એ જેહેરનો લાલમ લાલ રંગ કેવું દીલને લલચાવેછે. ઓ હગારા રસ આજે મને તારો કસ મા લમ પડશે.

**૨ દોસત**—(મનસે) મુવા પછે બેહેસતમાં માલમ પડશે કે?

**કાકુલ**—એની લેહેજત કેવી હશે. જેહેર કાતેલ કડવું કેહેવાયછે. પણ કડવીતો દવા હોયછે અને કડવી દવા માણસને જીવાડેછે. તારે જેહેર કડવું કેમ હોય? તેની અજમાએશ મને આજે મળશે.

**૨ દોસત**—(મનસે) એ બધાં મરવાનાં વામાટામાં.

**કાકુલ**—હવે એકદમ પી જાઉં કે જરા ચાખી જોઉં? કદાચ થોડું પીવાથી જે ... પીવાથી પાછું ઉતરી જાય. પણ જો લેહેજતદાર હોય ... (જીભપર ટીપું મેળેછે) ઓ! કેવું મીઠુંછે. યારો આતો ઘણુંજ દીલ બે હેલવનારૂ જેહેર છે. જરા ચાખી જુવો. મરશું તો મરશું પણ આવી લેહેજત નાહી મળશે. (થોડુંક પીએછે) આહા હા આતો જીવતાં જીવન બેહેસતમાં જ ... (પીએછે) ઓહો! હો! બધું ફરવા લાગુંછે, વાસતે હવેતો હીઆંજ મને બેહેસત ફરતું ફરતું આવશે તારે તેમાં હું ભરાઈ જવશ (પીએછે) જરા જરા લેવો. (પીએછે) જાંહાં આવી મોજ તાંહાં મોતથી બીહી (પીએછે).

**૧ દોસત**—(મનસે) આતો બેહોસ કરીને સંધાને પોતાની સાથે મારવા બેઠોછે. હીઆંથી સટી જવામાં ઠીક થશે. [છુપો જાયછે.

**કાકુલ**—(જબાં લથરે) પસંગ તુંને કસમ આપું છઉં કે જરા ચાખ. (પીએછે) લે બસ લે. પણ ફરીથી એકવાર મને પીવા દે. [પીએછે.

**પશંગ**—(જરા ચાખેછે) હા! શું લેહેજતછે!—મને પીવા દેવો. (પીએછે)

**૨ દોસત**—(મનસે) હવે મારી વારી આવશે—આ કાંઈ બીજુંજ છે. દરાખનું જેહેર નાહી હોય. તોબી એ લોકો રોકાયલાછે તેટલાં તપાસને વાસતે થોડુંક લઈને આ સેતાન ચોઘડીયામાંથી મારે નાહાસવું ઠીક છે.

[એક સીસો ઉઠાવીને સટી જાયછે.

**કાકુલ**—(પગે લથરતો) પેઆરા પસંગ તુંજ પીઆ કરશે કે? મને પી વા દે. (પીએછે).

**પશંગ**—(જબાં લથરતી) (પીએછે) તુંએ શાહાજાદા ઘણું જેહેર પીધું. મને પીવા દે. (પીએછે).

**કાકુલ**—પણ હુંતો મરવાનો છેઉં (પીએછે) મને મરી જવા દે. (પીએછે)

**પશંગ**—એક વાર મરવાને વાસ્તે એ પીયા કરીએ તે થાને પીવાને વાસ્તે જીવયા કરીએતા કે સારૂં! (પીએછે).

**કાકુલ**—તું મરવા દેહછે કે નહી? મારૂં જેહર તું આ વાસ્તે લીએછે? પશંગ તારૂં મોત નજદીક ઘુમેછે? ચાલ લડાઈ કર.

**પશંગ**—તું શું ચાહે પીએછે? શાહજાદા દોસ્તી ઓસ્તીની હું દરકાર ન હી કરશ. [તેઓ બાહે ચહડાવીને કુસતીમાં ઉતરેછે.
[હવોવી દોડી આવેછે.

**હવોવી**—અરે! આ શું તોફાંન! બસ કરો, ખીસો. છુટા પડો. પેઆરા પશંગ તારા આ શું હાલ! કાકુલ છાવણીમાં તું શાહાજાદાની સઉ રાહા જુવેછે અને તુ હીઆં શું કરેછે? [તેઓને છોડવીને જાયછે.

**કાકુલ**—(લથરતાં) પેઆરી હવોવી છાવણીમાં જઈને તું છાનાં થાપ (હવોવીનાં દીલપર દાડેછે) પશંગ હું મરી જવા નથી માગતો, આપણે સલાહ કરીએ. આ સીસા લઈને છાવણીમાં જઈએ (પીએછે) જમશેદ કેહેતોતો કે એ [illegible] છે, પણ આપણે મરી જવાને બદલે ઓર જીવીને સુખી થયા જમશેદ કરતાં હોશીઆર નીકલયા ને આ મોટી શોધ કરી આપી. વખતે એ [illegible] ને હરાવાનું હથીઆર આપણે હાથ આવશે. જોહાકનાં બધાં લશકરને [illegible] હેર પાસરિ વાસ્તે આપણે એ હથીઆર લઈને તરત કુચ કરવી જોઈએ. [લથરતા લથરતા જાયછે.

---

## પ્રવેશ ૬ ઠો.

### બલખ—ઈરાંનવેજની છાવણી.

જમશેદ, અને કાકુલનો બીજો દોસત સીસા સાથે આવેછે.

**જમશેદ**—દોસ્ત, ખુદરતનાં મેદાન ખોલીને નવી ખોલ અને શોધ કરવાનો મારો વખત ગીઓ, તોપણ હું તારૂં ઇશાન માનુંછઉં કે મારી કીરતીની છેલી ઘડીએ શરાબ શોધી કાહાડવાની તેં તક આપીછે. આ દરાખના રસને જેહેર ગણવામાં મારૂ અનજાનપણું હતું. પણ તેતો એક લેહેજતદાર પીણું માલમ પડયુંછે અને તે દુનીઆમાં આશકારા થશે. દોસ્ત, એ ખુમોને મારા તંબુમાં લઈ જા. કાકુલ એ પીને છાકટો થવાની તું જે વાત કેહેછે તે ઉપરથી મારાં લશકરની શેવટની આશાઓ હવે ગઈછે. [તેઓ જાયછે.
[કાકુલ અને પસંગ હાથમાં સીસા લઈ પીતા પીતા અને લથરતા લથરતા છાકટા થઈ આવેછે.

**કાકુલ**—લડાઈ ચાલી હો—સીસા ખાલી જો.

**પશંગ**—અરે હુંતો જખમી થયો.

**કાકુલ**—હુંતો જુવાક સાથ લડું છઉં. (પશંગને ? [illegible]) પકડાયો—જુવાક મારા હાથમાં આવયો. હું ચિનનો પાદસાહ થયો. કેમરે તું અમારી સાથ લડવા આવયો તો નહી?

[કારન, સરદારો, ગરહસથો અને સીપાઈઓ આવેછે.

**યારો**—તમે સાંની લડાઈ કરેછો—જુવાકનેતો મેં કેદ પકડયો. હું એને બંદીખાને લઈ જાઉં છઉં—તમો લોકો મારી પુંઠ આવો.

[પશંગને લઈ જાયછે.

**૧ સરદાર**—બીરાદરો, તમારી ખાતરી થઈ? એક સુરો સરદાર આં ઘેલો થયો, એક હીમ્મતવાળો સરદાર છોકરો થયો અને હવે શું રહયું? અલબતાં એ સુધીમાં આવશે તારે લડવા આવશે. અગરજો આ કુ[illegible]ંત ધરતીપર લોહીની નોહેર ચલાવામાં કંઈ વતનને ફાયદો થતો હોયતો નોહેરને બદલે લોહીનો દરીઆવ બનાવીએ. પણ જાંહાં જીતવાની આશાજ નાહી તાંહાં નકામી લડાઈ [illegible]ને કતલ ચલાવામાં શું હાંસલ છે?

**ગરહસથ**—વાજબી છે, લડાઈ થતાંબી જો આપણું રાજ જનારછે, લડાઈ વગર તેને જવા દેવામાં ડાહાપણ છે. હું ધારૂં છઉં કે આપણે જો ઝોહાકને એકદમ તાબે થવાનો પેગામ મોકલીએ.

[ઘણા જણ સાથે—કબુલછે. કબુલછે.

**કારન**—નાહી ભાઈઓ નાહી—તમોતો મોટા સરદારો દેખું અને હુંતો એક [illegible]ા છઉં. પણ દેશની તરફથી લડવા કાજે હું મારૂં ગામ છોડીને હીં[illegible]ા, તારે તમે લોકો બાહી ધુળ પડો એ શું રે બાપા?

**સરદાર**—ચુપ રેહ એ ગામડીયા. તુંને વચમાં કોણ બોલાવેછે?

**કારન**—મને મારૂં દીલ બોલાવેછે, મારી ફરજ બોલાવેછે, મારાં દેશ ઉપરનો ચાહ બોલાવેછે. બધા જણ બોલાવા વગર બોલેલા, તોએ હું અતાર લગન ચુપ બેઠેલો પણ હવે ચુપકીદી રેહતી નથી.

**૨ ગરહસથ**—ટકટક ના કર, રાજપાટની વાતો તું શું સમજે?

**કારણ**—હું સમજેલો કે નાહી સમજેલો તેતો મને ડાવું; પણ તમે સમજોતો ઘણું છે કે પાદશાહે મારા પરતો ઘણો જુલમ પાડેલો. ગોરાજીને તેણે કેદ કરાએવો તારે હું વચે પડેલો ને તેથી પાદશાહે મને કેદ કરાએવો તો કરાએવો પણ મારી બાલક બેહેનીને બી કેદમાં નાંખી, તોએ હવે મારી બેહેનને મારાં ઘેરભણી મોકલી હું મારા પાદશાહની બાજુએ હીંઆં લડવા રહયો ને તમે લોકો તેના પાલેલા, તેનાં દુશમન પાસે જવા માંગો?

**૧ સરદાર**—અને તેમા અમે દેશનું ભલુંજ ચાહીએ છઈએ. એક બેકામ દેવાંના પાદશાહનું રાજ નાબલું હોયછે અને નાબલા લોકને ઝોહાક જોરાવર રેહછે. તેવાં નાબલા રાજને દુર કરી દેશમાં વધારે મજબુત રાજ માંગીએ છઈએ.

**કારણ**—પણ એક માણસ દેવાનું હોયતો તેમાં તેનો વાંક નથી અને તેને સજા ઘટતી નથી. યાદ રાખજો ભાઇઓ કે રાજ્ય અદલ બદલ કરવાથી "કઢ ડાની અંદરથી ચુહલાની અંદર પડવા" જેવું થશે.

**૨ સરદાર**—પણ એ અનસમજુ ગામડાઓ કોણ આપણને આડે આવ નાર ? મુગો એસ હેમક.

**કારન**—હેમકોનાં સરદાર, તારા જેવા માજાજના કુતરાની એક રતીભાર મને દરકાર નથી.

**૧ સરદાર**—મુછ, ભરવાડ તું કોણ અમને અપમાન દેનાર, નીકલ મેદાંન.
[તલવાર કાહાડેછે.

**કારણ**—હું કોઇથી દરતો નથી. તારા જેવા લોખડીઓતો મારા ખેતર ની અંદર કામ કરેછે. [તલવાર કાહાડીને લડેછે.

[અરજાસપ, અરનવાજનાં ખભાં ઉપર હાથ રાખીને જામાસપ તથા બીજાઓ આવેછે. સઘલાઓ તેમને નમેછે.

**અરજા૦**—અએ દોસતો ! તમો આ શું કરોછો ? મેઆંન કરો આ... થી વેહતી સમશેહેરોને અને હલાએદુ રાખો એ તેજી તીખ... ... મો રૂં. (સઘલાઓ સમશેહેર મેઆન કરેછે) પોતાનાં આબદાર હથીઆ... તાપરજ વાપરીને બુઠાં કરશો તો પારકા દુશમન ઉપર જે ઘડી જનયછે તેમાં ... વાપરશો ? અરે ! આતો બેશરમાની હદ નાહી રહી ! એકજ છાવણીમાં બે ... ગ ? જાતીલાઓ વચેજ વેર ? ભાઇ ભાઇઓ વચેજ દુશમની ? એ... અને સીર વચે લડાલડી ? નહી યારો આપણ ગીરદેસત ઇરાંની ... નાહી છાજે. પોતેજ પોતામાં લડશું તો દેશનો બચાવ શું કરશું ?

**જામાસપ**—મારા સરદારો, તમારા ચેહેરા મને દીસતા નથી, ... ને જોવાની અગત નથી. તમારૂં બળ અને બાહાદુરી મારી બંધ આ... દેખાયછે અને જબરદસત દુશમનને તમે કેવા જરબ ઉપર જરબ મારી જેર ક રશો તે બધો આકાર મારાં દમાગ સામે રોશન આવી ઉભોછે. ચાલો મારા બાહાદુરો હું એક આંધલો જો લડવાને દરતો નથી તો તમો દેખતાઓ દરશો ? આપણે રાજ ખોહયું છે, પણ આ પવીતર પાએતખત આપણાં હાથમાં છે અ ને તેને ખોહોવાની આગમચ એક છેલી, છેલી કોશેશમાં દુશમનને મારશું કે આ પોત મરશું. [અંદરથી લડાઇનો પોકાર અને ભેબુરીઓ સંભલાયછે.

**જમશેદ**—(અંદરથી મોટી બુમ મારીને) ઇરાંનીઓ ! દોડો—લડો—અ ને બચાવો તમારૂં દેશ.

**સઘલાઓ**—હોરમજદનાં નામપર પડીએ મેદાંન.

[સઘલાઓ સુરમાં દોડી જાયછે, જામાસપ પણ અરનવાજનો હાથ છોડવીને દોડેછે.

**અરન૦**—અરે હવે શું થશે ? [બીજે રસતે જાયછે.
[કાકુલ આવેછે.

**કાકુલ**—કાચું કપાયું ! મારેબી હવે લડાઇનાં તમાસામાં જવું જોઇએ.
[લશકર તરફ દોડેછે.

## પ્રવેશ ૭ મો.

## લડાઈનું મેદાન.

અંદરના પોકાર જારીછે.

જમશેદ, જોહાક તથા તેના સીપાઇઓ સાથ લડતો આવેછે.

**જમશેદ**—નાબુદ થાઓ નાપાકો ! [ઘણાક સીપાઇઓને ઠાર કરેછે.

**જોહાક**—(જમશેદને વલગી પડીને લડતાં લડતાં) ઓ હેંકારના બંદા ? તું હવે નહી છુટશે. [તેને થાપામાં જખમ કરેછે.

**જમશેદ**—(જખમી) ઓ ! પણ ચંડાલ.

[તેના ઉપર ચહડી બેસી તેને મારવા જાયછે.

**ગોરાજે**—(નીકલી આવીને જમશેદને ખેંચી કાહાડી) છોડ, ને લે તારી કરણીનું ફળ. [ગોરાજે તેને બીજો જખમ કરેછે, જોહાક છુટીને નાહાસી જાયછે.

**કારન**—(પછવાડેથી ધસી આવીને ગોરાજેને કારી જખમ કરી જમીન ઉપર [illegible] બેહરામ કુતરા !

**[illegible]રાજે**—(જમીન દોસત થઇને) ઓ ! એકજ ઝટકે જાંન કબજ થયો. [illegible]જમશેદ હું મરૂં છઉં. મારો ગુનાહ માફ કરજે--શેહેરન— [મરી જાયછે.

**કારન**—પાદશાહ, સઉ થઇ ચુકું હવે નાહાસવા સીવાએ છુટકો નથી.

**જમશેદ**—મારા વફાદાર એફુત તુંએ મારો જાંન બચાવયો, પણ હું [illegible]મી થયો છઉ. [અંદરથી દોડધામ.

**[illegible]રન**—દુશમનો પુઠ દોડેછે. પાદશાહ મારી ખાંધ લે.

[તેને ખાંધે લઇ નાહાસેછે.

---

## પ્રવેશ ૮ મો.

## છાવણી—અરનવાજનો તંબુ.

અંદરના પોકાર જારીછે.

અરનવાજ એકલી.

**અરન૦**—(ધભરાટમાં) કાંઇજ ખબર નહી પડતી. કોઇ કેહેછે કે જમશેદ મારયો ગયો, કોઈ કેહેછે કે અરજાસપ નાહાસી ગયો. કોઈ કેહેછે કે જામાસપ કેદ પકડાયો. દોસત ઇઆ દુશમન કોઈ ખરી ખબર કેહતું નથી.

[કાકુલ જોસમાં આવેછે.

કાકુલ કાંઈ સમાચાર ?

**કાકુલ**—અરજાસપ કેદ પકડાયો, તારો જામાસપ મારયો ગયો, ગોરાજે કતલ થયો, જમશેદ નાહાસી ગયો અને હવે તું મારી સાથ નાહાસ.

[તેને પકડવા જાયછે.

**અરન૦**—દુર થા. નાહાસવાને બદલે મને મારી નાખ.

**કાકુલ**—તુંને જીતવાનો આજ વખત છે.

[તેને પકડવા જાયછે, અરનવાજ સાંમી થાયછે અને ખેંચ તાંણ થાયછે.

[કારન ધસયો આવેછે અને કાકુલ ઉપર હોમળો કરેછે.

**કારન**—છોડ, આ સુગંધી ગોલાબને તારા ગલીચ હાથ ના લગાડ.

**કાકુલ**—(તલવાર કાહાડેછે) તું કોણ અમારી વચે આવનાર ? ચાલ લડાઇ કર.

**કારન**—બદબખત હવે તું મારા હાથથી નહી છુટવાનો. જાંહાંપેહેલવાંન જામાસપ મારયો ગયો તેની જગોએ તું કાંએ નહી મુવો ? બુઢા અરજાસપ દુશમનને હાથ ગયો તેને બદલે તું કાંએ નહી ગયો ?

[તલવાર કાહાડીને લડતા લડતા તેઓ અંદર જો...

**અરન૦**—ઓ ! હવે હું શું કરૂં ! જામાસપ, વાહલા ... કાંહાં જઇ પડયો ! અરે એક છેલા સેજદાનોબી મને ઓરતો રહી ગયો ... લી આસાએસથીબી તું બેનસીબ રહયો ! જામાસપ કેઈ નાપેકાર સમશેહેર ... રાં બાહાદુર લોહીની પેઆસી થઇ હશે ! કીઆ ઝેહેરી તીરે તારી દુખી છાતીને વીંધી હશે. જામાસપ તું પાહાડ સરખાં દુખથી બાહાદુરી ભ... તે છુટકારો પાંમી બમનાં દુખમાં મને મેળી ગયો.

[એક ઇરાંની સરદાર હાંફતો હાંફતો દોડી ...

**સરદાર**—નાહાસો, નેક બાંનું નાહાસો. દુશમનો આખી છાવ... રી વળયાછે અને જમશેદની પુઠે છે. ગોરાજે મરણ પાંમવાથી શેહેર ... જોહાકે પકડી રાખીછે અને તેના જુલમગાર હાથમાં તમોને નહી પડવું હોય તો નાહાસો.

[દોડી જાયછે.

**અરન૦**—અરે હવે હું કાંહાં નાહાસું ? જમ જેવો શાહ જો નાહાઠો તો મારા શું આસરા ? નાહાસવા સીવાએ બીજો કસો એલાજ નથી, તારે બેહેતર કે નાહાસીને સીધેજ રસતે સીસતાંન જાઉં, અને પાદશાહ કુરંગની શાહાજાદીની સેંકડો સાએલીઓમાં એક વધુ બાંદી તરીકે વધીને તેની રેફાકતમાં છુપી રેહું. તે હીમતવાંન શાહાજાદી મારા હાલ ઉપર દયા લાવી મને પોતાનો આસરો નાં પાડશે નહી. જામાસપ તુંને છેલી સલાંમ, વાહાલાં વતન તુંને છેલી સલામ ? પાદશાહી એશ આરામ તમને છેલી સલામ.

[દોડી જાયછે.

[કારન કાકુલને જખમી થયલો અને લોહીથી સસરતો લઈ આવેછે.

**કાકુલ**—(જમીન પર ફસડાઈ પડીને) બસ ઓ બાહાદુર વાસતરીઓસાન મને હીઆં મેળ. મારી માશુક પોતે નહીતો તેનો આ દેહેરો મારી છેલી

આસાએસને માટે બસ થશે. લડાઇનાં ખોલાં મેદાંનમાં હોમ અને ઠાંઠરની વચે મરવા કરતાં આ છતરનાં છાંયા તલે વધારે આસાંથી હું મોતની ઉંઘમાં ઉંઘાવશ. ગામડીયા, પણ બાહાદુર હું જીંદગીથી કંટાલેલો હતો અને મોત માંગતો હતો. મારી પેઆરાંમાં પેઆરી ઉમેદોનો નાશ થયોછે એટલે આ મોત મને પેઆરૂ છે અને તે તુંએ મને બખશયું વાસતે તારો ઉપકાર માંનું છઉં.

**કારન**—દાદાર હોરમજદે કેથી એવી સરજત કરેલી કે તારા સરખો એક શાહાજાદો મારા સરખા એક એડુતને હાથ મારયો જાવાનો, તેમાં મારો કસો વાંક નથી જો ભાઇ.

**કાકુલ**—નહી દોસત, વાંક સંઘો મારો હતો. ઓ હું મુરખ, ખરો મુરખ છઉં કે નહી બને એવી ઉમેદોના ખોટા ખેઆલથી નહી મળે એવી વસતુઓના લોભમાં ગીરફતાર થયો અને ખોટી તારીફ અને ખરી ખુસાંમતને આ... થઇ મોત સુધી મારી અસલ હાલત અને દરજાને હું ભુલી ગયો. ઓ મો... શાહાજાદો ગણાઉં છઉં પણ ખરેખર શાહજાદો નથી.

**...રન**—નહી ? એ શું બોલેલો ?

**કાકુલ**—હું આ દુનીઆઇ ભવની છેક છેલી કીનારીએ આવી પોહતો ઉં અને સેજ વારમાં એ કીનારી ઉપરથી ઉંડી ખાહીમાં પડી ડુબી મરવાનો શેવટને વખતે બીરાદર હું કબુલ કરૂં છઉં કે હું શાહજાદો નહી પણ ...ઉં.

**...રન**—અફસોસ—તારા ખવાશ, તારી ચાલચલણ અને તારાં કામજ ...પેછે કે પાદશાહી ખુનથી જનમેલો, પાદશાહી લોહીથી ઉતપંત થયલો ...પાદશાહી દુધ ધાવેલો તું નહી હોય, પણ તારે તું કોણ છે ? તું કેઈ માદરનું ફરજંદ છે.

**કાકુલ**—હું મારી માંનો બેટો છઉં, પણ લોકો ધારેછે તેમ તેહેમુરસના એશાવંદ વીસતાસપની બાંનું થરીતીનો હું બેટો નથી. મારી માંદરતો થરીતીની જનાબમાં એક સાએલી હતી, જેણીએ થરીતીના ફરજંદને ઠેકાણે મને મેલયો હતો. થરીતી પોતાના ફરજંદને જનમ આપતાંજ મરણ પાંમી અને તે ફરજંદને તેજ એકાંત રાતે બારીને રસતે ટોપલીમાં મેળીં મોકલાવી દેતાં તથા આગમચથી કરેલી ગોઠવણ મુજબ પોતાના બેટાને બારીની આગળ મંગાવી તેજ ટોપલીની મારફતે ઉપર લઇ તેને પાદશાહી પાલણામાં મેળતાં મારી માદરને કસો વીલમ લાગો નહી હતો. કુલ આલમના લોક મને થરીતીનો બેટો સમજતાં હતાં, પણ તે ખરો શાહજાદોતો દુરનાં મુલકનાં એકાંત ઝુપડાંમાં વહીતરૂ કરતો હશે.

**કારન**—અને તારી માદરનું નામ ?

**કાકુલ**—હુતો શ કરીને હતું.

**કારન**—હુતોક ? તેતો મારી માંનું નામ ? તેનું ઠામ કાંહ છે ?

**કાકુલ**—ગીલાંનની સરહદ ઉપરનું ગામ.

**કારન**—તે મારૂંજ ગામ. તાંહાં હુતોકશ એકજ હતી અને હું તેને પેટનો કેહેવાતો, પણ મારા બાપે તેનું બેદરકારપણું પાર પડોસમાં મુખીઅ ફરીઆદનું કારણ હતું.

**કાકુલ**—મારી માદર મને કેહતી હતી કે તેણે ચોરી લીધેલા શાહાજાદાની છાતી ઉપર એક બે આંગલ પોહોલી ભાગ્યેગવંતી લાછન હતી.

**કારન**—અરે તારેતો હુંજ તે શાહજાદો. એ—આ રહી મારી લાછન (દેખાડેછે) ઓહ! કેવી અજાએબ આ શોધ અને તોપણ નામ નીશાણ તથા પુરાવા સાથની.

**કાકુલ**—હું મરૂં છઉં ! શાહજાદા કારન હવે મારામાં વધારે શક્તિ નથી. આપણા આ અચબુચ મેલાપમાં અનજાનપણે પીછાંણ થઇછે, મરતી વ જેની આગળ ખોલાસો કરવો જોઇએ તેનીજ આગળ તે થઇ ને જેને મારાથી નુકસાંન થયું તેનેજ હાથે મને મોતની સજા થઇછે—તેનાજ અને દીલાસા વચે હું જીવથી ખતમ થાઉં છઉં. શાહજાદા કારન ખ જાઓનાં ગુનાહ અને પાપનું હું બચપણથી ફળ છઉં વાસતે આ છેલી ઘડી તું મને માફ કરજે. સલામ સલામ. [મરે.

**કારન**—હું એક શાહાજાદો ? હું એક ગરીબ ગામડાંનો વતની, જપાટનો વારસ દેખુ ! હું એક ગામડીયાથી ઉધરેલો મોટા પાદશાહી કુ ! નબીરો દેખુ ! હું એક ખેતર અને થોડાંક ઢોરોનો ધણી, દોલત અને હ માલિક દેખુ ! હું એક નાહાનાં ઝુપડાંનો રેહેવાસી મોટા મેહેલો અને કીલાઓના દાવાદાર દેખુ ! હા ! કેવીઅધુરી નહી પણ અસુરી શોધ કે ઇરાનવેજની પાદશાહાત ખોહોવા પછે ખોલાસો થયલો ! અને તોપણ કેવી અજાએબ વાત કે શાહાજાદા તરીકે મારી શોધ થવા અગાઉ ઇરાનવેજમાં બચાવને ખાતર શાહજાદા તરીકે હું મેદાન પડેલો ! તાજ અને તખતની આશા હવે ફોકટ છે, પણ તાજ અને તખતની જંજાલ આજે નજરે જોએલી. દાનાવોની નશીએત છે કે એક પાદશાહનું તાજ દેખાવમાં સોનેરી છે, પણ કાંટાનું બનેલું છે, અને દરએક માંણસનો બોજો પાદશાહે ખભાં ઉપર ખમવો તેમાંજ પાદશાહી છે.(૧) સારૂં થયું કે પાદશાહી જભો જડાવદાર છે, નહીતો કે તેને કોણ પેહેરતે ? તાજ માંથે મુકવું એટલેજ રઇએતનું દુખ માંથે હોરવા દાખલ છે અને તખત ઉપર બેસવું એટલેજ એક ખુશાલી વગરની ઉંચાઇએ ચઢી બેસી નસીબનાં પ

---

(૧) મીલટન.

વણનાં દરએક ઝપાટા ખમવા બરાબરછે.(૨) ઓ ગરીબાઈ તું સુખી છે, અ બબ ખુદરત તારાં તાલે તરફ વધારે પખશપાત થઈ તુંને તાનદરોસ્તી, છુટાપણું, ભુખ અને ઉંઘ બખશેછે, પણ મોટાઓ ઉપર ખાલી ભપકાથી હસેછે(૩).
[તે જાયછે.

---

## પ્રવેશ ૯ મો.

### બલખ—એક મોહલો.

જોહાકનું લશકર નીચલી ગજલ ગાતું અને તેનાં
તાલ ઊપર કુચ કરતું આવેછે.

### ગજલ.

"તાજએ તાજ નોબનો." એ રાહ.

ફતેહ પોકારો દમ બદમ, જીતી જમાને જમ જમ,
વાગે નગારાં ધોમ ધોમ, ડંકાની ડાંગ ડમ ડમ.
ફતેહ પોકારો.
કાપાકાપી નાં કમ કમ, મારે બરાડી બુમ બુમ,
ગાજે પોકારી ગમ ગમ, થયો જમશેદ ગુમ ગુમ.
ફતેહ પોકારો.
કરીએ કુચ જેમજેમ, શેહેરના શેહેર ગામગામ,
જુવાકી જુનડો જોમજોમ થી ઉરાડીને ઠામઠામ.
ફતેહ પોકારો.
અજદેહાક નામ નામ, લઇ બજાવો કામ કામ,
દુશમનનું આ ધામ ધામ, ખાલી કરો એફામ ફામ.
ફતેહ પોકારો.

---

(૨) ડાંનાગુર.          (૩) પ્રૈનટન.

## પ્રવેશ ૧૦ મો.

### એક મેદાંન—દુરથી બલખ શેહેરનો દેખાવ.

શેહેરમાં આગ લાગીછે અને જમશેદ લોહીલુહુવાંન અને ચીડડેહાલ લંગડાતો આવેછે.

**જમશેદ**—ઓ જમાંના! છોડ હવે મારો પીછો! ઓ આફત! કંગાલી એતના કાંટા હવે ઓછા ભોક! અરે! વાહાલાં વતન તારા આ શું બુરા હાલ! આગ, ભયંકાર આગમાં થાયછે પાયમાલ. કેહે ઓ! બુલંદ ધજાના બળવાંન કોટ, કેહે પુરાતન બલખના ઓ! બંધીઆર કમરબંદ, કેહે, આ બલતાંની ભભુક, આ આતસ - સોલા, જમીન પર ઉઠાવેલાં આ ધુંવાંના વાદળ અને ખુદ વાદલ પર ચઢાવેલો આ સોનેરી ધોર શું સબબ ધરાવેછે? ઓ ભરપુર શેહેર શું જોહાકનો નાશકારક દસત તને બાલીને ભસમ બનાવા માંગેછે અને ... તારા ભપકાદાર મેહેલો, આસમાનસે વાત કરતા બુરજો, સેતારાઓની ચાલ... વરતારા મીનારાઓ, કાસાંસે કઠણ કીલાઓ અને કબીલદાર લોકો ... ને એકદમ ભોંય બરાબર કરેછે? ઇઆ શું તને અજાબ દેનારા જમશેદના ... સતે હાલ ઉપર તું આતસની ચેહેમાં પોતાની મેજેજ બલી મરવા બેઠું છે? ઇ... શું તુંએ ઉઠાવેલા બલવાના બદલામાં યજદાંને તારા ઉપર આતસનો વરસા... રસાવયોછે? અરે નહી! એતો નવી પાદશાહતની મુબારકબાદીમાં ... હેરે જડાવદાર લેબાસ પેહરયો હશે. એતો તારા પનાહદાર પાદશાહ... રીની ખુશાલીમાં આખાં શેહેરમાં રોશની અને આતશબાજી ચાલ...! એતો તારા નાહાસતા પાદશાહને તેના ઓહેલાં મુલકમાંથી રસતો બતાવ... લો સલગાવી હશે. પણ બલખ બુજાવ એ બલતાં, ઇઆ નહીતો વધાર એ બલતાં અને ચલાવ જબરી હરીફાઇ મારા દીલમાં ઉઠતા આતસના સોલાની સાથ કે પછે તારી વધતી આગ મારી તારાં કરતાં વધારે જબરી આગને એકદમ દાબી નાંખી તે આગ મને તાજગી અને તાહાડક બખ્શે. બલખ! તારા બદબખ્ત પાદશાહનો એટલો હુકમતો માંન, જે પાદશાહે તને વસાવયું, તને ઉધારયું, તને સુધારયું, જેને તું ઓદાઈ માંન આપતું તેના હાલ પર એટલીતો દયા કર. લોહી જવાથી હું નબલો બનયો છઉં, રંજથી હું થાકો છઉં, દુખથી દેવાંનો છઉં. ઓ (ફસડાઇ પડેછે), (અંદર ગડબડ થાયછે) (૪) અરે હું કાંહાં નાહાસશ. હાર અને નાઉમેદી વચ્ચે હું જાંહાંબી નાહાસું છઉં તાંહાં દોજખ છે, હું ખુદ બખુદ પોતે દોજખ છઉં અને ઉંડામાં ઉંડા ગારમાં હું જઇ પડું છઉં, તો તેથીબી ઉંડા ગાર મને ગલી જવા સારૂં પોહોલાં મોહોડાં

---

(૪) મીલટન.

થી ઉઘડેછે, જેની આગળ મારૂં હાલનું દોજખ મને બેહેસતની મીસાલનું છે. અરે તોજશ ઇઆ માંશીને વાસતે કાંઇજ જગા નહી મળે!

[વીચારમાં પડેછે.

(૫)રાસત છે કહેલા આ શુખનનાં ગોહેર.
કે તકોબરી ને હેંકાર છે જીંદગીનું જેહેર.
અગર થાય, થાય તું કુલ જીહાનનો શાહ,
છોડતો ના હરગેજ ખોદાની પનાહ.
કારણ, જો થયો ખોદાથી નીરાસ,
તો ધુલ મળે સુખ અને સંપજની આશ.
કર તે સાહેબની યાદ ને શેકર,
જે વનાં આ જીહાનમાં ખાવીછે ઠોકર.

[અંદરથી ગડબડ.

અરે આ શું પીડા છે. હજી દુશમનો મારી પુંઠે! જમશેદ! નાહાસ પા છો. ફરી આ પાક ધરતી પર મારાં નાપાક પગલાં નહી પડશે. સલામ કુલ મુલ... એને સલામ.

[નાહાસી જાયછે.

[થોડાક જોહાકના સરદારો દોડી આવેછે.

**૧ સરદાર**—દોડો, શેકાર હાથમાંથી ગીઓ, જલદી દોડો.

**૨ સરદાર**—સાવાસતે ઘોડા છોડવાનો હુકમ આપયો? બાજી ગઈ.

**૩ સરદાર**—અરે આપણાં ઘોડા સંભાલો—જીન નાંખો—દોડો.

[સઘલાઓ દોડી જાયછે.

---

## પ્રવેશ ૧૧ મો.

### ગાંમડું અને ખેતર—રાતની ચંદનીનો વખત.

ફરેની અને થોડીક છોકરીઓ એક નાહાનાં ઝહાડની આસપાસ ફરીને ગાયછે.

**ગરબી.**

ચાલો સજની ચંદની રજની ગમતાં ગીતડાં ગાવોજી,
મધુર વાંણી મોહે લલકારી તાલી વગાડી આલી,
ગીતડાં ગાવોજી.
ગોરી ગામડી પોરી ગમતી ગમંત રમતમાં રમતીજી,
સોભે સોવાસણ સાદા સણગારમાં સંસારે નાં સુખ કમતી,
ગીતડાં ગાવોજી.

---

(૫) ફીરદોશી.

મગજમાં અકલનું અભુશણ આપણા હીરા મોતીજી,
આમતો અલકાટ અવલ છે સુંનાં રૂપાં સમ જોતી,
ગીતડાં ગાવોજી.
હાથે કડાં, પગે બેડી, નાકે કાંને કાંણાજી,
એ સઊ શેહેરીયાં જંગલી જાંણે, લુખ્ખાં લુગડાં આપણાં,
ગીતડાં ગાવોજી.

[અંદરથી ઘોડાનો ખંખાર સંભળાયછે.

**૧ છોકરી**—અરે હું રે? રાઓરે પોરીઓ—આ ઘોડા કેનીફાથી આવેલા?

**૨ છોકરી**—અરે દીઠા કે? હાથે કોઇ મોટા માંટીડા દેખાય? અરે એતો જુવાક આએવારે નાહોરે! એતો માણુહનાં ભેજાં ખાવા માંગતો દેખુ.

[જમશેદ આવેછે.

**જમશેદ**—જાલેમ જોહાકનો કેટલો ડર પેસી ગયલો લાગેછે કે હજીતો તેને ઇરાંનવેજની પાદશાહી લુટી લેવાને વખત લાગો નથી તેટલાં તેનું હીચકારૂં નામ એટલું વાએકું બનીઉંછે કે આ કોઇ દુરદરાજ ગાંમમાં બાલક છોકરી સોખી દરએક જણને જોહાક વીચારી તેનાથી નાહાસેછે.

**ફરેની**—અરે એતો મારી ઓલખાંણનો દેખું. એતો જમશેદ પા... છે. મને ને મારા બાપાને કેદમાં લાએલા તે જો. હું જઇને બાપાને તેડી લાં...

[દોડી જાય...

**બધી છોકરીઓ**—નાહોરે પોરીઓ નાહો—નહીતર બધાં... લાખહે.

[નાહે...

**જમશેદ**—હજી સુધી મંજલ દર મંજલ નાહાસતોજ ફરૂં? આ... ગામમાં મને વીસાંમો નથી, એક ઘડીની મને આસાએસ નથી, મા... ફરીની શકતી નથી, શકતી લાવવાને ખોરાક લીધો નથી અને ખોરા... જેટલી પણ શકતી રહી નથી. ખોદા માલમ હું કાંહાં આવયો છઉં અને હજી પછે મારો કાંહ થાગ લાગશે? ઓ વળી કોઇ સાંમા આવેછે? આવી રાતને વખતે જેમ એક બીલાડી પોતાનાં શેકારને શોધ કરે તેમ શોધ કરતાં તેઓ આવેછે તારે તે દુશમનજ હશે. બેહેતર કે થોડાવાર છુપાઇ જાંઉં. [ભરાઈ જાયછે.

[ફરેની કારનને તેડી લાવેછે.

**ફરેની**—બાપા, દુશમનનુંબી સારૂંજ કરવું. જમશેદે આપણને કેદ કીધાં, પણ આપણેતો તેને માન આપવું.

**કારન**—નહી વાહાલી ફરેની, એ કાંઈ આપણો દુશમન નથી. એતો આપણો દોસત દેખું અને આપણો સગોબી દેખું. પણ કોઇ બીજો હોશે. જમશેદ હીઆં કેમ આવતોતો? કાંહાં છે મને દેખાડ.

**ફરેની**—એ હીઆં નહી મળે! ઇએ—મેં દીઠોલોને!

**કારન**—પાદશાહ જમશેદ, તું કાંહાં છે? બાહેર નીકલ અએ નામવર.

**જમશેદ**—(મનસે) મુવો હું ઓળખાયો ને ઓળખાયો એટલે પકડાયો. અને જબરીથી પકડાવા અગાઉ પોતાની મેળે પકડાવામાં સોભા છે.

[બાહાર નીકલી આવીને કારનનાં દીલ ઉપર પડેછે.

હા—હુંજ જમશેદ—લેવો—મારૂં રાજ લેવો, મને લેવો, મારો જાંન લેવો, મારૂં માન લેવો.

**કારન**—પાદશાહ તારા આ શું બુરા હાલ?

**જમશેદ**—એ કોણ? કારન! મારા બાહાદુર બચાવનાર કારન, મારો તારનાર, મારો ખાવીંદ, મારો ખોદા કારન. [કોટી કરેછે.

**કારન**—જમશેદ—જમશેદ. [રડેછે.

**જમશેદ**—અરે "બંધીઆર દેવાલને જો કાન હોય" છે તો આ ખોહોલ્લાં મેદાંન માંહિલી હવા મારા બેસુર અવાજને દુશમનોમાં પોહોંચાડશે. કારન ધીમે બોલ—તેઓએ મારો દુમબાલો છોડયો નથી.

**કારન**—પાદશાહ તું નો બીહ. હું માતર તારો વફાદાર વાસતરીઓ શાન [illegible] તારા પુરાતન પાદશાહી કુટુંબનાં એક શાહાજાદા તરીકે મારી [illegible] ન આશકારા થઇછે અને હવે કોણની તાકાતછે કે મને જીતવા વગર [illegible]ન જીતે? હું લડનાર કેવો છઉં?

**ફરેની**—અને હું કેવી છઉં?—લે—જો.

[illegible]**ન**—અએ નેકબખત શાહ તારા મુબારક પગલાં હીઆં પધારયાં તો [illegible] ગામમાં નવો સુરીય ઉગેલો.

[illegible]**ી**—અરે હા! હા! એવાં પનોતાં પગલાં કોણને બાર છે? એવા [illegible] તેનું પાંણી પીજીએતો થોડું છે. તું આવયો તો મારાં ઘરમાં ગોયા [illegible]વલો.

**કારન**—વાસતે ચાળ અએ ગરીબ પરવર અમારી સાથ, મારાં ગામડી યા સુધી છ.[illegible]રાંનો ગરીબડો આસરો કબુલ કર અને સાહેબે આપેલી જે ની મબ રોટી મજ ફીદવીથી હાજર થાય તેના ગુણ તરફ નહી પણ દીલ તરફ જોઇ અમારી કમીની મેહેમાનદારીને તારી પસંદગીની માન ભરી મંજુરીઆત આપ.

**ફરેની**—હા હા—હું જઇને પાદશાહને વાસતે ગરમ પાંણી ચુલે ચહાવી આઉં? જી, અમારે ગામનું તમે દુધતો ચાખી જોવો. તાજું માખન અને એક વાટકાભર છાસ ખાશોતો મોહોમાં સવાદ રહી જશે. [જાયછે.

**જમશેદ**—ઓ યારો તમો લોકો તમારી વફાદારીથી મને વધારે દુખ આપોછો. એકતો મારાં પાહાડ ફાટે એવાં દુખથી છાટી ફાટફાટ થાયછે. બીજું તો મને દુશમનોએ ચોતરફથી ઘેરીને ઘબરાટમાં નાખયો, તરીજું તો કારન તું શાહાજાદો કેમ હોય તેનાં વેહેમના વમલમાં હું તણાયો જાઉં છઉં, પણ તેમાં વળી તારી વફાદારી મને શરમનાં આંજુથી ધોયછે. કારન, મેં તુંને બે

હોરમતીથી કેદ કીધો તેના બદલામાં તું મને આ તારી ભલાઇથી સજા કરે છે કે ? અરે તું એ લડાઇનાં મેદાનમાં ગોરાજેના હાથથી મને શાવાસતે બચા વયો ? અને હજીબી મને શાવાસતે જીવાડેછે ! ઓ ! જેહેરી સરપનો દંખ ખમાય, પણ દેમાગનો દંખ નહી ખમાય ! ચેહેતી સમશેહેર ઇમ્આ અનીદાર તીરનાં ઘા ખમાય પણ એહેસાંન બદીના બદલામાં હેસાંનમંદીનો ઘા વધારે ઉંડોછે.

**કારન**—અએ દુખીઆરા શાહ તું એટલી માહેતમ નો કર. જમાંનો કોણનો થયોછે કે તારો થાય ? પણ તું મારો થા. અરે ! રઇએત તરીકે જો હું તું તરફ બંધાયલો હતો, તો બેશાવંદ તરીકે વધારે ખેચાંણ થવું જોઇએ.

**જમશેદ**—નહી ઓ નેક, જો તું ખરો શાહાજાદો હોયતો મેં તને આ પેલાં અપમાનથી તને વધારે લાગવું જોઇએ અને તેનું વેર તુંએ વધારે લેવું જોઇએ. હમણાં તારી વારી આવીછે, માટે એ તક નો છોડ, મારૂં ખુન કર અને આ ગીરફતારીમાંથી મને છોડવવાનું પુનબી કર. (૧)અરે મારા જેવા એક પાપીને તું શાવાસતે એટલો મરતબો આપેછે ? તારાં સરખાં માસ અને લોહીનો હું બનેલો છઉં. તારી માફક ગરમી અને સરદી મ... અને મારી એક નીચમાં નીચ રઇએતની મીસાલે હવસ અને જુસાઓના ... ને હું વસ થયલો છઉં.

**કારન**—અરે ! જમશેદ, જમાંના વરનનાં શાહા ! તારી આ દુરદસ... મ જોવાય ! એ દુખ જોવા કરતાં આંખો ફુટેલી ભલી. જમશે... હવાલે મારો અને મારાં આખાં કુટુંબનો જાંન કરશ પણ તુંને ... મારી સાથ મારાં મકાનમાં આરામ લે.

**જમશેદ**—કારન મને માફ કર. દુશમનો ઘણાં નજદીક છે ... નાહાસવામાંજ દાહાપણ છે. તેઓનોજ આ ઘોડો મારે હાથ લાગાય... નાહાસવાનું સવલ થયુંછે—વાસતે મને જવા દે—તું સુખી રેહજે.

**કારન**—એમ કદી નહી બનશે. પાદશાહ, તું પોતે તારાં કસાયલાં તન થી રખર ખમી શકે, પણ જે હેવાંનની પીડ તને બચાવેછે તેનેતો થાક આપ (હાંક મારેછે) ફરેની ! ફરેની !

**ફરેની**—(અંદરથી) અરે જીરે ! આવીજી.

**કારન**—આ ઘોડાને ચરાઘા પર લઈ જઇને ઘાસ ચના આપ અને આ પણા ભરવાડને કેહે કે તેની ચાકરી કરે.

**ફરેની**—(અંદરથી) વારૂંજી. બેફીકર રહો.

**કારન**—પાદશાહ અગર તું મારે તાંહાં તારાં થાકેલાં હાડને રાહાત અને આરામ નહી આપે તો પણ હું જે સુકસલ કહી સંભળાઉં તેની નવાઇથી તા રા કાંનને ખોલા કર. શાહાજાદો કાકુલ મારે હાથ મારયો ગયોછે, અને પો

---

(૧) મેસીનજર.

તાને બદલે મને તારો બેશાવંદ શાહાજાદો કરાવી ગયોછે. તારાં પાએતખત માં જુવાકનો જબરદસ્ત જુલમ જારી થયોછે. તારી બેહેન શેહેરનવાજને તે સંગદેલ શાહાએ લીધીછે. લોકો કંટાલા અને કર તલે કચડાઇ જવા લાગાછે તથા તમામ ખંડીયા સુબાઓ અને શતરપો તેને નમીને મળી ગયાછે. સીસતાંનનો મુલક હીઆંથી નજદીક છે પણ હીઆંના કરતાં તાંહાંનો કોરંગ શાહ જોહાકની નજદીક વધારે થયોછે. હા ! ટુક વખતમાં લાંબા ફેરફાર થયાછે અને જે સંધાતાં લાંબો વખત લાગો તે ટુક વખતમાં તુટી ગયુંછે.

[થોડાક ગામડીયાઓ આવેછે.

૧ ગામડીઓ—અરે નાહો—નાહો—આદમીના બેજાં ખાવા, જાંનવરની માફક માંણુહોનો હેકાર કરવા જુવાકે માંણુહોને મોકલયાછે. [તેઓ દોડી જાયછે.

જમશેદ—કારન, હવે મારાથી એક ઘડી નથી થોબાવાનું. આ આજોર દે જીવે એક ભટકીયાની જીંદગી એખતીઆર કીધીછે તે મને પાછી લેવા દે.

[ફરેની પાછી આવેછે.

ફરેની—...લોની—ખાવાનું તાહડું પડછે. પાદશાહાને પહરેણો બોલાવવા લાગા... એતો વાતે વલગાવી દીવેલો. એ કાંહાં જાય કાંહાં ?

જમશેદ—નહી એ નીરદોશ જીવ. મારી વતીનું તું ખાજે અને તે મારે ખાવા બરાબર છે. દુનીઆમાં મુફલેશી એક દુખ છે. પણ વળી ગરી... જેવું સુખી કાંહાં છે ?

[આંનાંકાંનીથી જાયછે.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સેજીસતાંન—શમનનાજના મેહેલનો ઓરડો.

સમનનાજ, અરનવાજ, સુસન, સાએલીઓ
અને રામશગરો.

**સમન૦**—ગાઓ ગાઓ—કાંઈ ગાવાથી જો મારૂં સુહુન મારી ગયલું જીગર જાગરૂત થતું હોયતો એ ઇલાજ અજમાવો.

**અરન૦**—(મનસે) અને તેજ દવા મનેબી જોઇએછે. શાહજાદી સમનનાજનું દુખ જમશેદ થકી છે અને મારૂં પણ દુખ એજ મારા બાહાદુર બીરાદરની બરગસ્તીનું છે. હું ફીઆં છુપાં નામમાં છુપી છઉં અને કોણ જાંણે જમશેદ કાંહાં છુપો છે.

[રામશગરો ગાયછે.

**ગજલ.**

(રાગ કાલીંગરો.)

"કેઆ કમાન અબરૂને એક તીરે નેજારા મારા" એ રાહ.

કાંહાં રૂઠો જાલેમ જમ જમે જમાંન પર મારા,
નીસફે જીહાંનશાહ જખમ ખમે દીલે ખરા ખારા—કાંહાં રૂઠો.
ફીકમતે હોશાંને પુર, ઇરાંનનાં રોશન નુર,
ખુદાઇ બખતે દુર જોત રેહેમનાં ઝરા જારા—કાંહાં રૂઠો.
પાદશાહી આસનાઈ છોડીને થયો કાંહ ગુમ,
ધરમ રાહ રસમ થઈ બરહમ છે ધારા તારા—કાંહાં રૂઠો.
જુદાઈ જખમ ખમી કમી નાં ગમીનાં ધ્રા,
દીદાસે દેખાડી દીલ દલ દુખ ભારા ભારા—કાંહાં રૂઠો.
કાહાડ પાહાડ પીંડતા પીડાથી કાચી કલી,
દુખનાં દરીઆવને ગમીનાં અભારા સારા—કાંહાં રૂઠો.

**સમન૦**—હા! હા! કેવું મધુર ગાણું છે—પણ બસ મને નથી જોઇતું.

**સુસન**—ઓ! ખોદા હવેતો મને તેડી લે.

**સમન૦**—કેમ સુસન? અજલનું તેડું સાવાસતે ચાહેછે?

**સુસન**—તો તારાં આ કોતક જોતાં જોતાં આંખ જુની થઈ, પણ તે કોતક નવાંને નવાં રહયાં. બધીજ વાત એકેકથી ઉલટી? ગાંણું સાંભળતી જાયછે ને વળી સાંભળવાને નાં કેહેતીબી જાયછે (બીચ પાડીને) "હા! હા!

કેવું મીઠું ગાણુંછે." એમ કરીને ખુશી થાયછે ને વળી "આ મને નથી જોઈતું" એમ કરીને દલગીરખી થાયછે. એક કડવી ચીજની નાપસંદગી હોય, પણ મીઠી ચીજને જો તું કડવી ઠરાવેતો મધને દવામાં નાખવું જોઈએ અને દવાને મીઠાઈમાં નાખવી જોઈએ.

**સમન૦**—હસમુખી સુસન જાંહાં જીવજ કડવો થયો હોય તાંહ મીઠી ચીજ કેમ ભાવે.

**સુસન**—ખોટું ! જેને મીઠી ચીજ કડવી પડે એટલે ઓછી મીઠી પડે તેને ખરેખરી કડવી ચીજ કેમ ભાવે ? શાહાજાદી જો તું એમ કેહેતી હોયતો પછે હું એમ કેહું કે મારી આ બાંહે ટુકડી છે તે મારી બાજુ પર બેસતી નથી પણ એથીબી ટુકડી બાહે બેસશે. એવી ખોટી તકરાર તારી છે. મીઠું ગાએણ તુંને ગમતું નથી તારે મીઠો શરાબ કેમ પીવા ગમેછે ?

**સમન**—શરાબની લેહેજત નેહારીજ છે. શરાબનો મીઠાસ દુખના કવડાસ સાથ [illegible]. મળી જાયછે કે મીઠું શું ને કડવું શું તે કઠણાઈથી છુટું પાડી [illegible]. પણ વળી લાલમલાલ શરાબ મારા જીગર જાંન જમશેદની છે [illegible]માં છેલી કીરતીવાંન શોધ છે અને તેથી તેની જુદાઈના કવડાસમાં તેની એ શોધનો મીઠાસ મને બમનો દીલરૂબા થયોછે. કેવી એ શોધની કીરતી વીજ [illegible]રે જીહાંનમાં જમકી વળીછે અને અનાર તથા જમરૂખના શરબતો એ [illegible]રાબ આગળ કેવાં શરમીંદગીમાં પડયાંછે. શરાબ—માંણસ ઉપર એક [illegible]શ છે.

**સુસન**—કેવી નવાજશ ! મોહોડાંમાં મુકેને ગેપ ! જારે પેહેલવેહેલો તારે [illegible]રે ડીઆં શરાબ મોકલયો અને જારે નોકરોને પેહેલવેહેલો પાયો, તારે તેઓની માતર ફરેકારજ બેહેક બેહેક થઈને રહી નહી પણ આખો દાહાડો કાંમ કામને ઠેકાંણે નૈ પોતે પોતાને ઠેકાંણે જાંણે બેહેસતી થઈને પડયા. ચુલા પર ચોખાનું તપીલું ચહડાવેલું તે ઉકલી ઉકલીને ઉભાઈ ગીયું ને તેના પાંણીથી આતસ બુજવાઈ ગીઓ. બાઈએ આખો દાહાડો અપવાસ કીધો ને ચાકરોને જોઈએતો એક જણ ગટર માંપેછે, તારે બીજો જણ ચુહુલાની અંદર પગ ઓસીને સલગાવા જાયછે. પુછુંછું કે અરે એ શું કરેછે, તારે કેહેજે એ તો ચુહુલામાં લાકડાં બાલું છઉં. એ તમારા જમશેદે શોધેલા શરાબની સીફત !

**સમન૦**—સુસન હું માંગી લઉં છઉં કે તું મને ખીજવવાનું ખતમ કર. અરે ! જમશેદની ઉમેદમાં જમાંનો વીતી જાય તોપણ તે ઉમેદ બર આવે એવું દીસતું નથી. જારે તેનું રાજ હતું, તેની પાદશાહાત હતી, તેની જાહોજલાલી હતી તારે જો એ ઉમેદ પાર પડી નથી તો હવે તેનાં પડતા વખતમાં તે પાર પડવાનીછે ? સુસન રખે તારી નજુમનાં ફળમાં તેં ગોતું ખાધું હોય?

**સુસર્ન**—જાંહાં ફુળ હોય તાંહાં આવાનુંબી હોય, પણ જો હું ગાનું ગાંઉં તો તારો બાપ મારૂં બોહુંબી આખું રાખે વારૂં ?

**સમન૦**—ઓ દુખી પણ દેલાવર જમશેદ તારી આગમાં હું ગલાંઉં છઉં, તારી ઉમેદમાં હું મુજાંઉં છઉં, તારી યાદમાં ખાબ અને ભુખથી બેન સીબ છઉં, તારી આશામાં હું દલેર પેહેલવાંનો અને દોલતમંદ પાદશાહઓનાં હાથ ના પાડી એક કુમારી કનેઆ વીધવાને અવતારે રેહ તેમ વસું છઉં, અને તે છતાં અએ જાલેમ હજી તું કાંહાં ફરેછે ?

**અરન૦**—અરે—અરે—અફસોસ !

**સમન૦**—કેમ ? શું છે ? મારી રાંક અને એકમારગી મીરીન. તારી આંખોમાં આ નવધાર કતરા કેમ વેહેછે ?

**અરન૦**—અએ પાકજાદ, જમશેદનાં દુખે તારી ચશમોને ધોવાથી મને પણ તેનાં દુખ ઉપર મેહેર લાગી આવી.

**સમન૦**—અને તેનું કારણ ? તુંબી શું જમશેદ ઉપર મોબત રાખેછે ? જારથી મારી ગાય સરખી ગરીબ મીરીન તું હીઆં રહીછે તારથી ... ચેહેરો, તારી અદા, તારી વાતચીતમાં બીજી સાએલીઓ કરતાં ઓરજ તફાવત જોઉં છઉં અને ઘણીવાર તુંને એકાંત પુછવા મેં ચાહયુંછે, પણ દર વખત કાંઈ વચે નડ નીકલી આવીછે. હવે મને કેહે તું શું માતર એક બાંદીનાં દરજજાની ઓરત છે કે મારી સખી અને બેહેન થવા લાએક કોઈ ... દી છે ? તુંએ મીરીન નામ અમસથું નામને ખાતર રાખયુંછે કે એ ... ઠલ કોઈ ખરાં, કોઈ ભાએગસાલી નામને છુપાવયુંછે.

**અરન૦**—ખુશતર શાહાજાદી—

**જમશેદ**—(અંદરથી પદ ગાયછે, "અનજન સુત" ની રાહાપર.)

"દોલતવાલા દરજજા સમજો દલદરનાં દરવાજારે"

**અરન૦**—અરે આપણા દરવાજા પર શું શુંદર શરોદ ગવાયછે.

[સઘલાંઓ ચુપ થઇ સાંભળેછે.

**જમશેદ**—(અંદરથી ગાયછે.)

"ઉંચે ચહડીને નીચે પડે જે રસીઆ રંકને રાજારે,
ભલા તે થાને ભોલા ભગતો રહેલા નીચેજ જાજા."

**અરન૦**—(મનસે) આ આવાજ મને ઓળખીતો હોય તેમ લાગેછે.

**સમન૦**—ઘણું અજાએબ જેવું છે કે આ એકાંત બાગમાં બેગાનાં મરદનાં પગલાં આવયાંછે. અરનવાજ તું એટલી ખંતી થઇછે તો જઇને ખબર કાહાડ.

[તેઓ જાયછે.

---

# પ્રવેશ ૨ જો.

## સેજીસતાન—સમજનાજનાં બાગનો દરવાજો.

જમશેદ બાકી રહેલું પદ ગાતો ગાતો આવેછે.

### પદ.

" અનજન સુત હનુમનત માહાવીર "—એ રાહ.

એશ જેબાએશ મેલવી મેલવી મજરે મોજના મોજારે
ભલું તે થાને રેહેવું બેનસીબ મોજના દંખથી સાજા—દોલતવાલા.
માલ ખજાનાં મેહેલ એવાંનો હાલહવાલીના રોજારે,
ભલા ગરીબો સુખમાં સંતોશી રહેલા તાહાડા તાજા—દોલતવાલા.

**જમશેદ**—(ગાઈ રેહેવા પછે) અએ દુખીઆરાં જીગર, જરા આરામ લે. પાહાડો અને જંગલો, ગાંમો અને શેહેરોમાં ભટકટો અંતે કાંહાં આવી લાગો. કેવો ખુશનુમાં મુલક, કેવો રલીઆંમનો બાગ, કેવું એકાંત એ ાં, કેવી ખુશતર આ જગા. એવીજ એકાંત જગા આ જખમી જીગરને જોઈતી હતી અને અંતે તે મળી આવી તારે આગળ વધીને હજી આ લંગડા ગને વધારે આજોરદે અને હેરાન કરવા અગાઉ થોડો આરામ લેવાને શું અ ડીઆં કોઈ હરકત લેનારી વસતી દીસતી નથી, કોઈ હેરાન કરનારા ાનો પગદંડો નથી. કોઈ અજાબ આપનાર જાંનવરની આવજાવ ન હિઆ દીલરૂબા બાગ કોણનો છે, આ ખુશીનું મકાન કોઈ આદમીનું ા ફેરેસતાનું છે તે માલમ નથી, અને એ અનજાંનપણાના સુખમાં ેજેવી બીજી રાહાત નથી. [સુએછે તેવામાં અરનવાજ આવેછે.

**અરન૦**—ખોદા માલમ કોણ દુખીઆરો દાદનો પોકાર મારેછે, પણ મારા જેવું દુખતો તેનું નહી હોય. અરે બુલંદ આફતાબે પોતે નાહાના સેતારાઓની સેવા બજાવવી, એક પેગામબરને તોલના પાદશાહી બીરાદરને તથા પાદશાહી જાહોજલાલીને ખોહી, એક નાહાની શાહાજાદીની બાંદી થઈ રેહવું એ કરતાં વધારે દુખ શું હશે. કેવો હાદેસાએ હડસેલી કાહાડેલો અને દુનીઆંથી હાડ માર થયલો કોઈ સુતોછે. (આગળ જઈને) ઉઠ અએ દુખી મરદ અને તારાં દુખની કાંહાંનીથી આ ઈનતેજાર કાંનોને વાકેફ કર.

**જમશેદ**—(ભડકીને) ઓ ! હું પકડાયો કે? [જમશેદ અચરતીમાં પડેછે.

**અરન૦**—અએ બેગાનાં મરદ તું કોણ છે અને આ એકાંત જગામાં—
[અચકી જાયછે અને અચરતીમાં પડેછે.

**જમશેદ**—અરનવાજ—મારી બેહેન !

**અરન૦**—જમશેદ—જમશેદ—ઓ ! [લેટેછે.

**જમશેદ**—કેવી તલેસ્મમાંતી મુલાકાત. પણ સબ્બુર. શું તું ખરેખર મારી બેહેનજછે? મને જોવા દે. (છુટો થઇ, તેનો ચેહેરો જોઇ પાછો ભેટેછે) હા તુંજ, તુંજ મારી જાંની, મારી જીગરની બેહેન. એ અરનવાજનોજ ચેહેરો, એજ અરનવાજનું કદ. ઓ બેહેન—ઓ!

**અરન૦**—અરે આ શું અચમ્બુચ મેલાપ. (પાછી ભેટેછે) કેટલી બામુદતે આપણ મળયાં. જમશેદ જમાંનાએ તારાં તન ઉપર આ શું ગજબ ગરી આ ફેરફાર કરી નાખ્યોછે કે એકાએક તું મને ઓલખાયોબી નહી. અરે જેટલી દુખ ભરી ઘડી આપણને છુટા પડવા પછે ગુજરી છે તેમાં જેટલા લાઓલાખ પલ હોય તેટલી લાઓલાખ કોઠી કરતાંબી કરાર નહી વળે એવો આ સંજોગ કેમ આવી લાગો (ભેટેછે) જમશેદ તું હજી જીવેછે?

**જમશેદ**—હું જીવયોછું અને તુંને મળવાજ જીવયોછું કે શું? અરનવાજ, અરનવાજ અરે અરનવાજ! [રડેછે.

**અરન૦**—(રડીને) અરે જોરેમંદ જમશેદ તારૂં નુર, તારૂં હોશાંન, તારો જલકાટ કાંહાં નાહોઠો? તારી પાદશાહી અને દોર કાંહાં ગુમ થયો? જમશેદ ઓ વાહાલા બીરાદર. [રડે.

**જમશેદ**—અરનવાજ તું જા, તું હીઆં શું કામ આવી? ખોદાએ આપણને શાવાસ્તે સાથે મેળવયાં? અરે! કેવો મીઠો પણ ઘાટકી મેલાપ દીલભરી મોબત દીલ સાથ મળી પણ જીગરના ઘા તાજા કરવા, ગુજરી બીનાની યાદ આપવા સારૂં એ મોબત મળી. અરે! મારાથી ઉભું નથી, રખડતાં રખડતાં મારા પગો સુજી આવયાછે. [કસકા

**અરન૦**—જમશેદ હવે વધુ જારી નાં કર. તારા પગોની રગોને જોઇએ છે અને આ મકાંન આપણાં દોસ્તોનું છે; સંજીસતાનવાલા શાહની બેટી સમનનાજનો આ બાગ છે, તે બાગમાં હું રખડતી આવીને તની એક બેગાની સાએલી દાખલ છુપાં નામથી રહી છઉં અને હવે તું પણ રખડતો આવયોછે તે વાસ્તે મારી સાથ ચાલ. બીરાદર આપણું ભાએગ ઉંઘડેછે, તારૂં હીઆં કામજ છે.

**જમશેદ**—અરનવાજ હું જાહેર થવા નથી માંગતો, હું ઓલખાવા નથી માંગતો. દોસ્તોની વચે દુશમનો વસેછે, ઓરતોની મંડળીઓમાં દુશમનો દાખલ થયાછે, મને કોઇનો ભરૂસો નથી વાસ્તે મને શરાબની બે તરણ જાંમો નોશ કરવા આપ કે તે પીને જે મંજલ અને રખર મારાં કીસમતમાં લખી છે તેની થાક અને રંજ ખેંચવાને નવાં જોર અને સુરથી હું શરૂ કરૂં.

**અરન૦**—નહી જમશેદ મારૂં માન અને આ મકાનમાં ઉતારો કર, હું કબુલાત આપું છઉં કે હું તારૂં નામ ઇઆ નીશાણ જાહેર નહી કરૂં, હું તારી કે તેઓની વાત એકકને જાહેર નહી કરૂં તારેતો બસ? બેહેન તરીકેનો પેઆર,

## પ્રવેશ ૩ જો.

### શેજીસતાંન—સમનનાજનો બાગ.

ખુશીની મીજલશ શણગારેલીછે.

સમનનાજ, જમશેદ, અરનવાજ, અને સાહેલીઓ.

[સાહેલીઓ જમશેદનાં પગ ધોયછે, પંખા નાંખેછે તથા ગોલાબ ઇતીઆદી છાંટેછે. અરનવાજ વધારે ચાકરી કરેછે. રામશાગરો ગાયછે.

**ગાયણ.**

(ભરવાનો કાહારવો.)

"ગબરૂ જવાંન"—એ રાહ.

ઉઠો સાહેલી સોહેલ સમાન૦ વાહાલીરે ઉઠો૦
ખીજમતમે ધરો તંન, જાન, કાન. ઉઠો૦
મેમાંન માંગે માવજત મોજીજી,
માંગે માન મેહ્માંનેરે મેજબાન૦ ખીજતમ૦ ઉઠો૦
મેમાંન મરદ દબદબે દીપેજી,
જાંણે જોઈએ જમશેદ જમાંન૦ ખીજમત૦ ઉઠો૦

[જમશે]દ—(શરાબની જામ ઉઠાવીને) મારા મેહેરબાંન મેજબાંન. આ [મ]હાફેજત અને જાલવણી ભરેલી મેજબાંની અને મેહેમાનદારીનું [આ]રા સરખો એક મુસાફર બેસક શી રવેસે વાલે તે સમજાતું નથી. [ફ]કત મોહોડાંથી તે હેશાંન જાહેર કરવાને આ નાહની જીભલી આપ [ફ]સાહત ભરી જુબાનમાંથી પુરતી ફસાહતનાં શુખનો મેળવવાને પણ [અ]શકત છે. [પીએછે.

**સમન૦**—સાહેલીઓ ખાંનું હાજર કરો. ભલા પણ દુખી મરદ તું એ વાતનો વીચાર નાં કર, તારાં રોશન હોશાંન અને લાએક લાએકીને લાએકની પહરોણાંગત બજાવાને હું અશકત છઉં.

[સાહેલીઓ ભોજન લાવેછે.

**જમશેદ**—(શરાબની જાંમ નોશ કરીને) ઓ બખતે બુલંદ શાહજાદી મને ખાંનાંની કસી જરૂર નથી. મારી હજુર આ લાલમલાલ શરાબ છે એટલે બસ છે. [પીએ[છે].

**અરન૦**—નહી બીરાદર શરાબની લેહેજત તારેજ વધે કે જારે લેહેજતદાર ખાંનાં પર સાથે હાથ ચાલતા હોય. શરાબ ખાંનાને મવસર આવે છે, તે ખાંનાંની ઇરસા પેદા કરેછે અને ખાંનું વધારે શરાબની જગા કરેછે.

**જમશેદ**—(ખાતાં ખાતાં અરનવાજને કાંનમાં) વાહાલી બેહેન અરનવાજ તું મારાપર એટલું વધારે ધીઆન આપેછે કે ખચીત આ ચંચલ શાહજાદીનાં મગજમાં તું શક પેદા કરવાં વગર રેહેશે નહી. વાહાલી બેહેન તારી કબુલાત યાદ રાખજે. [ખુબ દારૂ પીએછે.

**અરન૦**—(જમશેદને હરૂસે) પાદશાહ તું બેદેહેસત રેહ. હું મારી જીભ કાપી આપશ પણ તારૂં નામ જાહેર નહી કરશ.

**સમન૦**—(મનસે) દુનીઆંની દલદલી અને જમાંનાની જંજાલની બાહેરની સપાટીની હેઠે આ બેગાનાં મરદે એવા દરજા અને મરતબાનું ભીતર છુપાવયું છે કે એ કોઈ ખરેજ પાદશાહી દબદબાનો માણસ છે. અરે જો એ અનજાંનો પાદશાહ વસંતનાં બાહાર પેરે ખીલેછે તો મારા જમશેદનો જલકાટ કેવો હશે ! જમશેદ એજતો નહી હોય ! (મોટે) નેકનામ પહરોણાં હજી તું શરાબને છોડતો નથી અને ખાનાના નવાલા કરતાં એ આબેહયાત જીણસની જાંમ જીઆદે લીએછે તેનો સબબ શું.

**જમશેદ**—શાહજાદી,

ખુબી છે શરાબની જગતમાં ઘણી,
અજબ છે કે તે બાબ તું નહી ભણી.
શરાબનાં છે પણ નામ બાદે ને મએ,
દુખીઆરો જે પીએ કરે તેની જએ.
દીએછ ઘાભરાને એ ધીરજ ઘણી,
નબલાને કરેછે એ બળનો ધણી.
ઉડાવેછે ગમને એ દેલથી સેતાબ,
ચહડાવેછે કુવતને જોર એ શરાબ.
નપુશક જો પીએ, ચહડે તેને સુર,
બની જાય નામરદ મરદીમા પુર.
હીચકારો જો પીએ બને તે દલેર,
મગતરૂં જો પીએતો થાય તે સેર.
પીએ જો જરદ રંગ ચેહેરાનો જામ,
જરામાજ બની રેહ ગોલાબી તમામ.
વલી જો કોઇ બુઢો બહુ નાતવાન,
પીએતો બની રેહે તરતજ જવાંન.
ખાણાની મજેહનેબી જીઆદે કરે,
ગમને સાફ દેલથી બાદે કરે.
દીસે જેમ કસોટી પર ધાતુનો કસ,
દારૂ કસોટી છે માણસની બસ.

પીએ જો ચતુરાઇથી એને મરદ,
દફે થાય તનમાંનું સઘળું દરદ.
ખેંચે જેમ આફતાબ જમીનની બોખાર,
તેમ ગમને ખેંચેછે આ દારૂ તેજદાર.
મુગાને બોલતો, બોલતાને બંધ,
રડતાને હસતો, હસતાને સુગંધ.
બનાવાની ખુબી છે દારૂની જાંણ,
વાસતે દારૂને દારૂને દારૂનેજ માન(૧).

[જમશેદ ધુમ પીએછે, રામશગરો ગાયછે.

## ગાએણ.

(ધનાસરીનો કાહારવો.)

પીઓ પીઓ શરાબ રસ રંગે ગોલાબી,
રસ રંગ ગોલાબી, પીઓ સાંન સોભાથી૦ પીઓ પીઓ.
લેહેજત નેહારી એની આબેહયાતી જેવી,
બાગ દીલ રે ખીલે દાબી બરાબી૦ પીઓ પીઓ.

અરનવ૦—આ! હા—પાદશાહ જમશેદનું તન અગર જીહાંનમાંથી ગુમ થયો પણ આ નાદર શરાબની શોધનું એકજ કામ તેની કીરતીને કાએમ રાખવા માટે બસ છે. પણ અએ નેકનામ એકાએક તું આજોરદે કેમ છે? ચેહેરો જરદ કેમ થયોછે? મારી મેહેમાનદારીમાં કાંઈ કસુર છે કે ઇઆ કોઈકનાં ગમથી રંજીદા છે? હમણાંતો તું હસતો અને બોલતો હતો?

જમશેદ—નામવર શાહજાદી તું એ તારાં મોહોડાંના મોતીનો દાબરો ખોલી જમશેદનાં દબદબાને યાદ કરયો તે ઉપરથી તેના ઉપર આવેલી આફત યાદે આ ચશમોને નવધાર વોઈ કાહાડીછે. અરે! તખત ખોઈને ફકીરી હાલે કાંહાં ભટકતો હશે, ઇઆ કીઆ દરામના જંગલમાં તેને વાઘ વરૂએ ફાડી ખાધો હશે.

અરનવ૦—(રડી પડીને) ઓ—એમ ના બોલો. જમશેદને વાસતે કોઈ એમ ના બોલો.

જમશેદ—(મનસે) હું કેવો ભુલયો. મારૂં નામ વટીક હીઆં ફટકવા દેવું નહી જોઇએ. અરનવાજ નો રડ આપણ પકડાઇ આવીશું. તારી કથુ ક્ષાત યાદ કર.

અરનવ૦—(મનસે) વળી પાછો આ સાએલી વીશે મને સંદેહ પેદા થા

(૧) શીરદોશી. ગુજરાતી ઉપરથી.

ય છે, અને પાદશાહી પહેરાણા વીશે મારો સંદેહ મુસતકીમ આધાર પકડે છે. એજ જમશેદ છે અને એનો ભેદ તદબીરથી પુછવો જોઇએછે. (મોટે) સાએલીઓ તમે સીધારો "આફતાબ આહમણની મંજલમાં સેર કરવાને ગયોછે અને સેરનો કરનાર માહાતાબ મોસકી રંગના ઘોડાપર પાદશાહોની મીસાલે સેતારાઓનાં લશકર સાથ સવારી લઈ આવેછે,"(૧) વાસતે તમે જઇને આપણાં આ દબદબાવાલા મેહેમાનનાં આરાંમગાહની તઇઆરી કરો. અને સુસન કાંહાંછે? તેને ઢુંડી કાહાડી તમારી વટી હીઆં મોકલો. ભીકી માર્ગીન તું મારી આગલ રેહે.

[અરનવાજ સીવાએ સઘલી સાએલીઓ જાયછે.

અએ મુબારક મેહેમાન, તારી મુબારક કદમબોસીમાં અગર હું કસા બદલાની આરજુ રાખુંતો તે કાંઈ ખોટું છે?

**જમશેદ**—શાહાજાદી તારે બદલો ચાહાવાને બદલે મારે બદલો વાલવાની આરજુ રાખવી જોઇએ. પણ હું મીસકીન મુસાફરમાં બદલો વાલવાની શું તાકાત હોય?

**સમન૦**—નહી હું જે માગું છઉં તે તારી કોદરત અને મગદુરથી દુર નથી. પણ દોસત હજી તું સરાબ પીતો સાવાસતે બંધ પડયોછે? (જમશેદ પીએછે તારે મનસે) અગરજો એ જમશેદ હોયતો વધારે ખુશી આવવા વગર એકાએક કબુલ કરવાનો નથી. (શરમાઇને મોટેથી) પણ આ સાંમેની દેવાલ ઉપર કબુતરો શું બેમલાહાજે થયાંછે? માંનવાજ મને મારો તીર અને કમાન લાવી આપ (અરનવાજ જાયછે) આ મનમોવન કબુતરોને બેશરમીની સજા કરૂં.

[અરનવાજ એક કમાનને તીર લાવી આપે.

(૨)શીયાનાં દોસત આ બંનેમાંથી જેને તું ફરમાવે તેને હું તીરે કરીને વીં...

**જમશેદ**—(૨)નહી નેક ગોફતાર જાંહ તલક મરદ હાજર હોય તાંહ તલક ઓરતને નહી ઘટે જે પેશદસતી કરે. ઓરત અગર પોતાના પંજાનાં જોરથી ગમે એવી દલેર હોય તોપણ તે અરધો મરદ છે. તારી કમાંન અને તીર તું મને આપ અને મારો હોનર અજમાવી જો.

**સમન૦**—મોટી ખુશીથી. [આપેછે.

**જમશેદ**—(૨) (કમાંન ખેંચીને) આ ચીલો ચહડાવીને તીર ફેંકવા આ ગાઉ માહાતાબી બાંનું મારે એક શરત તારી સાથ કરવીછે, અગરજો હું આ તીર વરે કબુતરની માંદાને મારૂં તો આ જીનત મકાનમાં જે નાંજનીનને હું ચાહું તેને મારે મોહરદાર કરવી.

---

(૧) ગુલેબકાવલી.
(૨) શીરદોશી.